

જે ધરતીને અર્પ્યું છે, મજ જીંદગી ખાતર સતને,
તે ધરતીની ધૂળમંથેથી, ઉઠું દિવસ કયામતને;
છેડો છોડો રે યારો.
(જુઓ વિલ્સનવિરહ, પાને ૩૬મે.

# વિલ્સનવિરહ.

રચનાર

બેરામજી મેરવાનજી મલબારી,

'નીતિવિનોદ' અને 'ઈંડિયન મ્યૂઝ' નો કર્ત્તા;

ઈંડિયન સ્પેક્ટેટર' નો અધિપતિ.

---

"આ રહ્યો મારો ખરો મિત્ર; જુવાનીના જોખમની એણે મને ખાંગી રીતે ચેતવણી આપી; એ વાતની કોઇને ખબર ન હશે, પણ એણે મને ગરજ વખતે મદદ કરી છે: જે હું છું તે એને પ્રતાપે."

---


**મુમ્બઈ મધે:**

ધિ રિપોર્ટર્સ પ્રેસમાં

મેરવાનજી નવરોજજી દાબુએ છાપ્યું:

**સન ૧૮૭૮.**

# અર્પણપત્રિકા :

રેવરંડ જે. વિ. એસ. ટેલર,

બી. એ.

ઇત્યાદિ, ઇત્યાદિ.

મારા વાહાલા અને મેહેરબાન મિત્ર,

પાંચ વરસની વાતઉપર જ્યારે હું એક શરમાળ જુવાનિયો સમી સાંજની તક સાંધી, સંકોચિત પગલે તમારી ઓળખ માગી લેવા આવ્યો, ત્યારે મને અડધે રસ્તે મળી, પિતાતુલ્ય મમતાથી તમોએ તમારા સ્નેહના શીતલ છાયાનીચે લીધો; અને મારે બરડે તમારો પવિત્ર હાથ ફેરવી, મારી શક્તિની કદર બુજવા મને શિખવ્યું; એવા તમારા ઉપકારની પ્રતિમાએ મારા અંતરમાં નિરંતર વાસ કર્યો છે.

તમારી કૃપા એટલેથી પૂરી ન થઇ: તમોએ તેજ વેળા કેટલાક ગુણવાન ગ્રહસ્થોસાથે મારો મેળાપ કરાવ્યો, જેઓજોડે મારે હાલ દૃઢ મિત્રતાનો પાસો પડ્યોછે.

પણ તમારી દોલતે મને એથી પણ વધારે લાભ થયોછે: મારા પૂજ્ય અને સકલગુણસંપન્ન નાયક, દાકતર વિલ્સનજોડે ઓળખાણ કરાવતાં તમોએ જે મજપર ઉપકાર કર્યો છે, તેનુ મહત્વ તમો કદી સમજશો નહિ. એક અનાથ અને ઘેરાઇગએલા જુવાનિયાને દિલાસો આપી, દુનિયા સઘળીજ ખરાબ નથી એવી તેની ખાતરી કરી જે પુણ્ય મારા નાયકે મેળવ્યું, તે પુણ્યને પ્રતાપે જે કાંઇ મને જશ મળ્યા હોય તેના પ્રસંગ પણ આપ છો.

આ કારચુમર મારો અલ્પ પ્રયત્ન તમારે ચરણે ધરૂંછું. મારા નાયકનું નામતે. તેના પવિત્ર આત્મા જેવુંજ સ્વચ્છ છે; અને તે તેજસ્વી નામની કીર્ત્તિ મારા નબળા અવાજથી વધે, એવું ઠાલું અભિમાન મને છેજ નહિ. મારો યત્ન તો એક ભક્તિપ્રેમનો ઉભરો—તેના નામની મુર્તિઆગળ પુષ્પાંજળિ દાખલ કહાડ્યો છે—એટલુંજ. યથાશક્તિ મારા નાયકની મિત્રતા મોડી વેહેલી ભજવવાને ઇશ્વરે મને અધિકાર આપ્યો છે, એ મને ભવિષ્યમાં સંતોષનું સાધન થઇ પડશે; અને આ મારી નાનકડી સોગાદ સ્વીકારવે મારા સંતોષમાં તમો મોટો ઉમેરો કરશો.

ઈશ્વર તમને મારા સ્વદેશિયો—તેમાં વિશેષે મારા પ્યારા ગુજરાતિયો—ને માથે તમારા અનુકુળ ઉપયોગીપણામાં કાયમ રાખો!

લી૦ તમારો સદાનો આભારી,

બેરામજી મેરવાનજી મલબારી.



# વિલ્સનવિરહ.

## સરસ્વતીનામસ્મરણ.

( રોલાવૃત )

માતસરસ્વતી આવ, આવ મજ કમળા મા તું;
આણી કરૂણાભાવ, સપુતના જસગુણ ગા તું.
મજઉર વાણી વસાવ, અલંકારો ભળતા તું;
તીવ્ર કલ્પનાસહિત, મધુર કરૂણારસ પા તું.
સજ ભગવો સણગાર, ભભુક લે અંગે ચોળી;
કર ગંભીર પુકાર, નામ વિલ્સનનું બોલી.
શ્રોતા સુણી વિલાપ, શોકથી બળે અસુખી;
જેમ બળે ભૂગર્ભ, થકી રસ જ્વાળામુખી.

## માતાશોક.

( રોલા )

"અનાથ વંઝારાંડ, પનોતી મજને બેઠી:
છાતી ફાટીજાય, સરાસર દુખની હેઠી!
એક પુત્રનો શોક, કરી હું નહિ પરવારી,
બિજે તેટલા માંય, શોકઓવારે ઉતારી.
આ તે શા ઇશદોષ? વિયોગે બની હું ઘેલી;

પુત્રવિના અવતાર, કપાળે કાળી ટીલી!
મરી મરીને મરે, સપુત સૌ વ્હાલા મારા;
અમૃતની શી આશ? થયા ભવ હવે અકારા.
અરે કાળ વિક્રાલ!, સ્હજાનંદે* શું કીધું?
કયે જન્મનું વેર, નમેરા! તેપર લીધું?
બુદ્ધિરજાળપ્રકાશ, કાળ! તને કેમ અકારે?
જાણે ખરીદે કુર, બુદ્ધિહત્યાનો ઇજારો!
વલ્લભકુળ મજ ગોત્ર, વિષયવમળે વહીજાતા,
રચી કપટ પાખંડ, વિષયસાગરમાં નાહતા.
સજી નીતિવૈરાગ, સ્વામીનારાયણ ત્યારે,
સહજ ઉતારે પતિત, બંધુ સતધર્મકિનારે.

---

* સ્હજાનંદ ઉર્ફે સ્વામીનારાયણ—એક મહાપ્રતાપી અર્વાચિન હિંદુસુધારાવાળો, અને વલ્લભપંથનો અચળ મુદ્દઈ. એને એના શત્રુઓએ બહુ સતાવ્યો; તેમાં જ્યારે બાવા લોલંગર (લોટાંના પટાવાળો) નો ત્રાસ એનાથી ન સેહેવાયો, ત્યારે ગોવિંદરાવ ગાયકવાડની પનાહ પકડી. પણ ત્યાંથી એને લોઈજાઈ કેદ રાખવામાં આવ્યો. એથી લોકોનો સ્વામીતરફ એટલો તો સંભાવ ઉસ્કેરાયો કે, એના મુદ્દઇને એને છુટો કરવાની જરૂર પડી. આ સુધારાવાળાના પંથની એક ખરી ખુબી એ હતી કે, ગમે એવા નીચ વર્ગના માણસને પણ તે પોતાના પંથમાં લેતાં આચકો ખાતો ન હતો. કહેછે કે એના મોંની વાણી સાંભળી લાખો લોક એની સાક્ષાત પૂજા કરતા. જ્યારે એના મરણના સમાચાર જાહેર થયા ત્યારે એક મોટો, કાળજુંવિંધીનાખે એવો અને કડવો રણકાર આખા ગુજરાતવિશે ફેલાઇ ગયો હતો.

હેન્રી જીઆર્જ બ્રિગ્સ.

'બ્રહ્માનંદ'[1] શિષ્ય હવે, હૃદયશાંતી ઉપજાવે,
'બ્રહ્માનંદ'[2] સુરવરે, સર્વ મનવિશે વસાવે.
મળે ન શોધ્યા હાય !, પુત્ર એવા માનીતા,
સ્હજાનંદ ઉપદેશ, 'બ્રહ્માનંદ ગરવી ગીતા.
રામમોહન[3] પણ લીધો, હિમાલય હિમ્મતકેરો,
સફળ કીધો જે વીરે, જગતમાં તેનો ફેરો.

૧ 'બ્રહ્માનંદ- સ્વામીનારાયણનો માનીતો ચેલો અને ઇષ્ટમિત્ર. તે એક ઉંચા પાયરીનો સંસ્કૃત ગ્રંથકર્ત્તા હતો, અને પરોપકારી સ્વભાવ અને વિનયમાંતો વિરલોજ હતો. વળી તે એક કવિ હતો. એના રાગ ઇત્યાદિ હજી પણ ધર્માવેશસહિત ગાવામાં આવેછે. આ રાગની ઢબછબ અતિ મધુરીછે. અકાળ મોત આવવે આ તેજસ્વી જીંદગીનો છેડો જલદી આવી ગયો.

હેન્રી જીઆર્જ બ્રિગ્સ.

૨ 'બ્રહ્મામાં નિમગ્ન થવાથી ઉપજતો આનંદ.

૩ રાજા રામમોહન રાય—કલકતાનો એક મહાવિદ્વાન. 'સતી' ના ભયભરેલા ચાલ સામે એણે પેહેલી બાથ ભીડી હતી. તેસિવાય તેણે બીજાં ઘણાં પ્રતાપી સુધારાનાં કામો કર્યાં હતાં. 'બ્રહ્મોસમાજ નામનો નવો ધર્મ જે હાલ ફેલાવા માડયોછે તેના પ્રારંભનું માન રામ મોહન રાયને છે. તે ઘણાંક વરસ વિલાયતમાં વસ્યો હતો, અને ત્યાંજ દેહ મૂકવાથી તેજ ભૂમીવિશે ડફણાયો હતો. એને ઘણાક વિદ્વાન અને પરોપકારી અંગરેજોજોડે મોટો મિત્રાચાર હતો. વિશેષે એને મિસ કારપેન્ટર તથા તેના પિતા, તેમજ મીસ કાસ્તલ સાથે ઘરવટ જેવું હતું. એ મહાનપુરૂષને એની જાતે બહુ વગોવ્યો હતો, પણ આજે કદાચ તેમના વંશજો એના નામની પૂજા કરતા હશે. એનું ચરિત્રવર્ણન મિસ કારપેન્ટરે ઇંગરેજીમાં રચ્યુંછે, જે વાંચવું એ દરેક આર્યજનનો ધર્મછે.

કહે હે નિર્દય કાળ! ભાઊ[1] ક્યાં મારો ઉદાસી,
જેના જન્મપ્રસાદ, થકી કુખ મારી હાસી.
જેના બુદ્ધિબળે, નાશથી મને ઉગારી,
તે ક્યાં ગયો વિદુર, પુત્ર મારો જયધારી?
ક્યાં છે કૃષ્ણ[2] હે કાળ! પ્રતાપી મારો પનોતો,
જેની હામથી હરયો, ગુજરજનનો ભવ રોતો.
રચ્યો માન મન ગમ્યાં, વસીલો કીધો સારો;
નહિ ભોગવવા રહ્યો, સપુત મારો દુખિયારો!
આવા આવા પુત્ર, ગયો યમ લઇને નાસી;
રહ્યોસહ્યો વળિ લીધો, વૃદ્ધ દુરગો સંન્યાસી.[3]

૧ ભાઊ દાજી.

૨ કરસનદાસ મૂળજી.

૩ મેહેતાજી દુરગારામ મંછારામ—આ ગરીબ પણ વહેવારવૃદ્ધ સુધારાના સાથીનાં જે પણ વખાણ કરિયે તે થોડાં છે. એની જાહેરહિમત બેહેદ હતી. માણસની મોટાઇ તેની દોલત અથવા વૈભવમાં નથી સમી, પણ તેના ઉપયોગીપણામાં; અને જો એમજ છે તો દુરગારામ મેહેતાજી જેવા મહાનપુરૂષો સુરતમાં થોડાજ થવા હશે. એમનું ચરિત્ર વર્ણન શેઠ મહીપતરામ રૂપરામ પુસ્તકદ્વારે પ્રજાને નજર કરનારછે, એટલે દુરગારામજીનો જીવ ખરે ગતે પડયો એમ જાણવું.

પુત્ર ગયા એ પેર, તોય રહિ નાખ્યો નિસાસો;
ધન એ સમયે દીધો, પારકાઓએ દિલાસો.
દત્તક મારા જોન્સ,[૧] ફાર્બસ[૨] વિલ્સન જેવા,
સ્હેજે નહિ વરણાય, તેમની નિર્મળ શેવા.
અમર રહો એ નામ, ગરજ પુત્રોની સારી,
રૂડી બુદ્ધિતેજ, ટેક જળવાવી મારી.
જોન્સ, ફાર્બસ ગયા, રહ્યો છેલો પૂજારી,
ગત મારી સચવાઈ; હાય! હવે જિવવું ભારી.
નીતિવાન મજ પુત્ર, સત્યવાદી બોલકણો,
ભજવ્યો મજ અવતાર, લાભ લઇ સઘળી તકનો.
અસીલ ને ગુણવાન, મિત્ર એ રાય રંકનો,
વીસમુખી વિદ્વાન, નગીનો પ્રથમ અંકનો.
દિયે સુરજ જેયમ તેજ, જગતવાસી સઘળાંને,
તેમ દિયે મુખદાન, વીર એ ભુડાં ભલાંને.

---

૧ **સર વિલિયમ જોન્સ**—કલકતાનો એક વડો ન્યાયાધીશ, એક મહાતેજસ્વી ભાષાજ્ઞાની અને આર્યજનમિત્ર.

૨ **એલેકઝાન્ડર કિનલોક ફાર્બસ**—ગુજરાતનો એક ધરમાતુ હાકેમ અને ગુજરાતી ભાષાનો એક મોટો આશક. મરનાર ગુર્જરમિત્રનું એક અલ્પચરિત્ર ગુજરાતી પદ્યમાં કવીશ્વર **દલપતરામ** ડાહ્યાએ લખ્યુંછે. એ કવન કવિ તેમજ તેના નાયક એ બંનેને શોભા આપનારછે, અને તેમાંના કેટલાક વિચાર સો વખત વાંચવા પછી પણ વાંચવા ગમે એવા છે.

આયુષમાં થઈ ઓટ; હાય! આ ભર સિંધુના,
અવપાણી ખુટી ગયાં, દિગંબર દીનબંધુના.
બરા કરમના ફેર, નાથ! આ કેવી ફજેતી?
એકજ રહેલો ગયો, માઈ હું જિવતી રેહેતી!

( સાખી )

થયા કરમના ફેર રે, ગયા સપુત સંતાન,
નાથ નિભાવ વિયોગમાં, આ કડવા વરદાન."

## જન્મ અને કેળવણી.

( દોહરા )

ઈસ્વી લોકોનો સને, અઢારસોને ચાર,
જાન વિલ્સને દેહ ધરી, લોડર* માં તે વાર.
રાતનિશિ ચંદા ઉગી, કરે જેમ તેહવાર,
તેમ ગરીબ માબાપના, ખીલવ્યા અવતાર.
ગુલાબ સરખું મૂખડું, લમ્બગોળ આકાર,
ઉંચી કાંતિનો કાનુડો, શોભતો સુકુમાર.
ગંભીર, ગરૂઓ રાંક ને, સૌશુ મીલનસાર,
મંત્રસમ જેની વાણીને, વિજળીસમા વિચાર.
તિક્ષણ તર્ક અને વળી, લાંબી પહોંચ અપાર,
ધીરા ને મર્યાદશીળ, એવા ગુણવિસ્તાર.

* સ્કાટલંડમાં બેરિકશિયરનું એક ગામડું.

નિશાળિયાના ગુણ રૂડા, આવા જોઇ હજાર,
શિક્ષક પેટરસન[૧] થયા, પ્રસન્ન તેણીવાર.
હર્ષ ઉમંગે ઓાલિયાં, મનનાં કોમળ દ્વાર,
નિજ નિત રોજ ચલાવિયા, કેળવણી વહેવાર.
અલ્પ વખતમાં લઇ ઉક્યો, ઇંગરેજી, લાતીન,
ગ્રીક, ફ્રેન્ચ ને ગણિતમાં, કીધું નિજ મન લીન.
ઉલટભેર શિખતો ગયો, પ્હોંચ્યો પેહેલો વર્ગ,
પાઠશાળ દાખલ કરી, રૂડી એડિનબર્ગ.[૨]
સોળ વરસનો તારૂણ્યો, જ્યમ કો ઉંચો મિનાર,
ઠાઠ માઠ રાડોડનો, ધરા ધરે નહિ ભાર.
લાંબા ગુચ્છળિયાળ ને, રેશમ જેવા વાળ,
બુદ્ધિબળ દરશાવતું, મ્હોટું પ્રૌઢ કપાળ.
બદામ જેવી આંખને, ધોળા રાતા ગાલ,
દૂધસમાન સપાટિપર, છાંટયો જેમ ગુલાલ.
એ રૂપ ગુણી જુવાનિયો, ભર્યો જુવાનીઆશ,
હવે ગયો શિખ વ્હોરવા, જાન લેસલી[૩] પાસ.

---

૧ મી૦ પેટરસન—દાકતર વિલ્સનનો પેહેલો શિક્ષક.

૨ શ્રી એડિનબર્ગની પાઠશાળા.

૩ સર જાન લેસલી—એક વિદ્વાન ખગોળવેત્તા અને ગણિતશાસ્ત્રીઃ એનો જાન વિલ્સન માનીતો શિષ્ય હતો.

શિક્ષક હેત હર્યું ઘણું, દરશાવી ચતરાઈ;
સૌથી પેહેલો શિષ્ય પણ, જરી નહિ કરી વડાઇ.
કાંઇક વરસ નિકળી ગયાં, હજિ નાવ્યો સંતોષ;
"ચાર વરસ બીજાં શિખું," શી શિખવાની હોંસ!
ચાર વરસ પણ વહિ ગયાં, એ મન તૃપ્ત ન થાય,
સરસ્વતીની શેવમાં, કુળ આયુષ ખરચાય.
ટુંક મુદતમાં મન થયું, દેશાટન પર પૂર,
પરદુખભંજન કામથી, અમર થવુંજ જરૂર.
રંગભુમી ક્યાં સ્થાપવી, વિચાર કરતાં સેજ,
ભરત ખંડ ઉભો થયો, ભભકે મનસામેજ.
"આર્યજન આશ્રમ જે, શૂર વીરનો દેશ—
ગ્નાન, માન, ને સાન જ્યાં, પૂર્વે વસ્યાં વિશેષ—
મુગલ, મરાઠા, ક્ષત્રીને, રજપૂતોનો ઠામ—
જિગ્નાસુ પરદેશીનો, યશવંતો યજમાન—
નવલલલિતલીલા જહાં, ખિલવે પુરતો બ્હાર—
મનુષ્ય, પ્રાણીને પક્ષીઓ, વિધવિધ કરે વિહાર—
ભરત ખંડ જે એ રીતે, સકળ સૃષ્ટિ સણગાર,
ત્યાંનાં ગરજાળુતણે, અર્પણ કરૂં અવતાર."
જુજ દિવસમાં નિકળવા, થયો હવે તૈયાર,
તેવામાં આવી ઉભો, સામો કામાખ્યાર.
અનંગ પ્રગટ્યો અંગમાં, ઉડ્યો જુવાની રંગ,
જેમ કોઇ મૃગબાળાતણું, અતર ડશે ભુજંગ.
"ડાપણપર પાણી ફરો, વિદ્યા હુનર પર ધૂળ
આ મુક્તિ હું મેળવું, ખરચી આયુષ મૂળ".*

* એક સુગ્ન અને સદ્દગુણી સ્ત્રીનું મૂળ મુક્તિથી ઓછું નથી.

# સતીશિરોમણી.

" છેલ છબીલી, બની અલબેલી, મુખમે ચાબતી પાન,
કાંકડી સુરત પુનમકા ચાંદ જી."

( એ રાગ )

સતીશિરોમણી મારી નાયિકા, નામ માર્ગરેટ બેન;*
તેવિષે સુણોતો કહું એ વેણ જી.

અસીલ માત પિતાને પેટે, ધર્યો તેણે અવતાર,
રિઝવવા ગામ, દેશ સંસાર જી.

* મિસ માર્ગરેટ બેન—દાકતર વિલ્સનની પેહેલી સ્ત્રી. એ ખુબસુરત અને ચતુર નારીમાં તેની જાતિને છાજતા સઘળા ગુણ હતા. તે ઘણીજ માયાળુ અને પરોપકારી હતી. સ્ત્રીનો અવતાર છતાં તે ગણિત, ખગોળ, અસલી તવારીખ, ફિલસુફી અને પંદર જુદી ભાષાઓમાં પ્રવિણ ગણાતી, અને પોતાના સ્વામીના મંદવાડ, ગેરહાજરીઇત્યાદિ સમયે તેણે સ્થાપેલી 'વિલ્સન કાલેજ'માં કસાયલા વિદ્યાર્થીઓને એ વિષયો ઉપર ભાષણ કરી સંભળાવતી હતી! એને કવિતાનો બહુજ શોક હતો અને લાર્ડ બૈરનનાં કાવ્યોની એ મોટી ભાવકી હતી. યુરપમાં છપાતાં પુસ્તકોઉપર તે વારંવાર કાબેલ ટીકા કરતી. એની ઇંગરેજી ઇબારત તો એના ભરતારકરતાં પણ વધારે રસીલી અને છટાદાર ગણાયછે. એનું ચરિત્ર એના સ્વર્ગવાસી પતિએ કાંઇક વરસની વાત ઉપર જાહેર પાડયું હતું. તેમાં પોતાનાં ભરતાર, ભાઇ, બેહેનો, સાખીઓ આદિને લખેલાં પત્રો એક બુદ્ધિમાન અને સચેતન મનની સાબીતી આપેછે.

બાળપણામાં મુઆં પાલકો, અનાથ મૂકી બાળ;
માથે પડી કુટુંબની જંજાળ જી.

શિખી શિખવ્યાં ભાઇ બેહેનને, સર્વ વિવેકી જ્ઞાન,
ધર્યું નહિ કંઈ મનમાં અભિમાન જી.

નાઝુક તનની હતી તે પુતળી, સીધી ને સુકુમાર,
ચિત્ર એક સ્વર્ગતણો સણગાર જી.

પંદર જુદી ભાષા શિખેલી, ધન એ સ્ત્રીની જાત,
નસીબવંતાએ ધરિયો હાથ જી.

ગણિત શાસ્ત્રમાં નિપુણ ગણાતી, ખગોળવિદ્યામાંય,
તવારીખ તેથી નહિ છુપાય જી.

મધુર વાચને તીવ્ર કલ્પના, કવિની કલમ શોભાય,
અપ્સરા સ્વર્ગથી ઉતરી ગાય જી.

એ રૂપ ગુણ સુંદરીને મળવા, કઠણ પડે ભરતાર,
ઘણા મોહોબતમાં થાય ખુવાર જી.

મોહબાનથી જીગર બાળવ્યું, આપ્યું હૈડું હાથ,
'વરૂં મળે તો મજસરખા નાથ' જી.

ભલા ભલા તુચ્છકારી કાઢે, એ જોબનમદભરી,
જુએ નહિ તેની પાછળ ફરી જી.

એક દિવસ સામે જઈ ઉભો, જાન વિલસન ગુણી,
દેખતાં આકુળ વ્યાકુળ બની જી.

પલકારામાં પ્રીતમ પામ્યો, નિજ જોબનની આશ,
"પ્રિયા મજ દિલનું દિલ તુજ પાસ" જી.

પલકારામાં પ્રિયાદીલ પણ, પ્રીતમને આધીન,
"રસીક હું તુજ મોહોબતમાં લીન" જી.

મનમાન્યાં બંનેને મળિયાં, હવે રહી શી ઢીલ ?
હાથશુ હાથ દીલશુ દીલ જી.

લગ્ન કરીને સ્વામાસ્વામી, આવ્યાં મુમ્બઈ શેહેર,
દિઠો અંધારો કારમો કેર જી.

એકળપેટા દીઠા ભાયડા, બૈરાંઓ અજ્ઞાન,
નાશમાં બુડતું હિંદુસ્તાન જી.

એક મતે એ ગુણી જોડાંએ, લીધું મન વરદાન,
બચાવવા સર્વ આર્યસંતાન જી.

તનમન ધનથી બેહની બંધુને, બનતી કરિને સ્હાય,
લિધા જશ લેતાં જે લેવાય જી.

ધરડાંને વરતાવે પેહેલી, દઈ સામાં સનમાન,
જ્યાં સુધી રહ્યા ધાંટિમાં પ્રાણ જી.

અનાથ બાળક કરી એકઠાં, દાબ્યાં છાતી સાથ,
"ધન્ય તમે આવ્યાં મારે હાથ" જી.*

માન આપવા પાછળ જાતે, લેતી આપ સંભાળ,
માત શું કરે વધારે વ્હાલ જી?

દુ:ખસમે મિત્રોને મનતો, ખરી માજણી બ્હેન,
યાદ કરે તેને સર્વ દિનરેન જી.

સ્વામીની નિજ સેવા કરતી, તે નહિ વર્ણવીશકું,
કરે નહિ કોઈ સગું સાવકું જી.

વિપત્તિવાદળ મુખ પરકાશે, તને જોઇને ખસે,
રૂદન પણ તેને દિલાસે હસે જી.

સતી એવીના વિચિત્ર વર્ણન, વારવાર નહિ સુણો,
બતરીસ લક્ષણ છપ્પન ગુણો જી.

---

## મદનપત્રિકા.

(કવિત)

"વિજળીસમાન બાન, ભ્રુકુટીકમાનથકી
મારી તું અલોપ થાય, પ્યારી મારી પ્રેમદા;

---

* અનાથ બાળકોની સેવા કરી સામી તેઓને દુવા દેતી કે, "મારાં ધનભાગ્ય કે તમો મારે આશરે પડ્યાં."

નિશાન તારી ન પામું, ભાણુ ઠેકાણે હું આણી,
કરવા પછાડી ધાઉં દિલડું મારૂં અદા :
છક કરી છટકી ન જા તું માનુની છબીલી,
પાડ પુરા કોડ, રમી ઉચ્છંગે મારે સદા ;
વારેવારે વાણી મને, ગાળીથી ભરાઈ જાય,
મન મારૂં વધારે ન માને હવે વાયદા."

## પ્રત્યુત્તર.

(કવિત)

"પ્યારા મારૂં દિલ પુરે ગુપ્ત ગુવાહી અપાર,
કે તારી મ્હોબતે મારૂં આયુષ ઓળંગિયું ;
જેના કિરણોના તીવ્ર આકરષણે કરીને,
તનમન એક બની શરણુ તને થયું :
તું પ્રતાપી દેવ હું તો ક્ષીણ મૃત્યુજાતી, પ્યારા !
તું અમર છાયે મારૂં જોબનિયું રંગિયું ;
તોએ તારે યોગ્ય થતાં યુગ વહી જાય, વ્હાલા !
ક્યાં તું પ્રૌઢ સૂર્ય, ક્યાં હું અપંગ પતંગિયું ?"



## મિસ બેનનો સખિયોથી જુદાં પડવાવિષે ખુલાસો.

ઓધવજી સંદેશો કહેજો શ્યામને.

( એ રાગ )

"સાહેલડીરે સુણજો મારી વાતડી,
મને મળ્યા છે આજ મુકુટમોરાદજો ;*
દિસ મારો દીપતો ને નવરંગ રાતડી,
પ્રભુએ પાયા મજને પ્રેમપ્રસાદ જો. સાહેલડીરે.

જુજ દિવસમાં જાઉં હું શરણે સ્વામિને,
આશવિલાસે દિલતો ધબધબ થાય જો ;
શુધબુધ મારી ન મળે હવડાં મજકને,
ક્યારે જઇને પડું હું પતિને પાય જો ? સાહેલડીરે.

લીન બની મારી હું મજ સુખકેફમાં ;
એ કારણ મેં છોડ્યો સખી સામુદાય જો ;
કે રખે અંધી થઇ આ મદઆવેશમાં,
તમ સખીને કાંઇ અપમાનજ થઇ જાય જો. સાહેલડીરે.

---

* આશાનું છત્ર.

વિલમ્બ થશે નહિ મળતાં હવે તો બેનુડી;
દિલછે મારૂં કપટ ગર્વથી સાફ જો;
પણ જે ઘડીએ મળવું, છૂટાં તે ઘડી;
વાંક પડ્યોતો વ્હાલી કરજો માફ જો." સાહેલડીરે.

## લગ્નાશિષ.

સલામ સૌને હાલ, સાહેબો સલામ સૌને હાલ.

( એ રાગ )

"સુખઆશિષ વરસાવ, પ્રભુ તું સુખઆશિષ વરસાવ.
મહોબતના બાંધેલ જીવડા, રાખે તું પર ભાવ, પ્રભુ તું.
એ જોડાં વચે સચીદાનંદ, શુભ સંબંધ નિભાવ, પ્રભુ તું.
પતિપતનીના નિકટ ધરમનું, બંનેને દરશાવ, પ્રભુ તું.
જે બેના હું હાથજ જોડું, પ્રાણ તું પ્રભુ જોડાવ, પ્રભુ તું.
એ મહોબતને હું અહિં નોંધું, તું ઉપર નોધાવ, પ્રભુ તું."

## જાન વિલ્સનની સ્વદેશ મિત્રાદિને સલામ.

( રોલા )

"સલામ મજ મા બેન, સગાં સૌ સલામ છેલી,
સલામ મજ ગુરૂ શિષ્ય, સર્વને હેત ભરેલી.
સલામ મારા મિત્ર, તમારા મધુર હલકને,
સલામ સૌથી પ્રિય, સ્કોટના ન્હાડો મુલકને.

સલામ નદને ખીણ, ફળો ખેતરનાં મીઠાં,
ઝાડ ફુલ પશુ પક્ષી, તમને મેં છેલ્લાં દીઠાં.

( સાખી )

પ્રેમતો છેજ સદાયનો, વચમાં વિયોગવાદળું ;
પ્યારાં મજ મનડે વસો, હું ઈશ મેળવે આવી મળું."

## મિસિસ વિલ્સનની છેલ્લી સલામ*

( કવિત )

"વ્હાલિડા હે વીર મારા, બાપહીણ બેનુડીઓ !
કેમ મન મનાવું હું, સખીઓને છોડતાં ?
વિયોગવિચાર મારા મનમાં જરી ન હતો,
પ્હેલાં પરિતોષે પતિસાથ પ્રીતિ જોડતાં :
હવે તો આ બંને ભવ ભરતારભક્તિમાં ભળ્યા,
કહો કેમ પાલવેજ એવાં વ્રત તોડતાં ?
એક ઓરતો હવે કે સારો અવતાર ગાળું,
સ્વામીજીનો ઓળો થઈ પુઠે પુઠે દોડતાં."



* એ બાઈ મુમ્બઈમાંથી પાછી સ્વદેશ જવા પામીજ નહિ.

## સ્વદેશ છોડી લંડન આવવું.

( રોળા )

એમ તજી ઘરબાર, છોડી આ ભવની માયા,
એ દંપતિએ કીધી, ધર્મ અર્પણ નિજ કાયા.
દોલત વૈભવકાજ, ધ્યાન જો પેહેલે દેતે,
જે મહા બુદ્ધિમાન, જગતના જશ ઝટ લેતે.
પણ તે મિથ્યા ગણી, સ્વિકાર્યું જે ડાપણ છે,
ધન તમ માતા કુખ, પિતાના રેતને ધન છે !
ધન એ જીવ્યું પ્રમાણ, ધન્ય બંનેનું જોડું,
મળિયું એનું ધનામ, બેઉને વ્હેલું મોડું.
ધન એવો ભરતાર, કીર્તિ જગવિષે ઘણી છે,
જેની આવી નાર, ચતુર સતીશિરોમણી છે.
સ્વદેશ મૂકી આમ, બંને આવ્યાં લંડનમાં,
તારીખ ત્રીસ આગસ્ત, અઢાર અઠ્ઠાવીસ સનમાં.

## પોર્ટસમથને બારેથી ઉપડી જવું અને રસ્તે તોફાનનું નડવું.

( રોળા )

પવન છોડી કુળ ધજા, ગજાવે તુફાન ભારી,
સાગર પાડે ચીસ, દેખી વાયુની સવારી.

મોજા નાસાનાસ, કરે ત્યાં વારા ફરતી,
નીચે મચ્છ ગભરાય, ઉપર ઉછળતી ધરતી.
જ્યાં વાયુનું જોર, પાણી શું કરે બિચારાં,
નચવ્યાં નાચે નાચ, ફરી ફરી ગોળ કુંડાળાં.
ઝાઝ ઉડી પછડાય, સમૂદર છાતીવિશે,
ઘાયલ થયલો મગર, જેમ તડફડતો દીસે.
વળી કામાતુર ચંદ્ર, પાણીપર મોહની નાખે,[1]
આકુળવ્યાકુળ પ્રિયા, જોષ એ કેમ સાંખે ?
મસ ગંજાવર વ્હાણ, દિસે કણ એવો નાનો,
જેમ ગગન વિસ્તારવિશે, એક તળનો દાણો.
ક્યાં એ રજના ભાર, પ્હાડ જ્યાં પિગળી હાલે,
ધન ઈશ્વર તુજ જોર, વ્હાણ તુજ સત્યે ચાલે !

## મુમ્બઇ આવી પ્હોંચવું.

( રોલા )

એમ જતાં ખટ માસ, પુગ્યાં મુમ્બઇ બંદરમાં,
નીચે ચંચળ નીર, ઉપર પૂરણ ચંદરમા.
મિત્રો એસ્તેકબાલ,[2] ગયા બારે લેવાને,
" ધન આ દીવસ વાર, કદમ તમ હિંદુસ્તાને."

---

૧ એને આકર્ષણ કહેછે.
૨ સામે લેવા.

## અભ્યાસપ્રારંભ.

(રોલા)

પરભાષા અભ્યાસ, અહિં દંપતિયે માંડ્યો,
અને કીધો ભર હોંસ, જ્યાં સુધી ભતાર રાંડ્યો.
હુરની[1] જાતાંવાર, હાથમાં લીધી મરાઠી,
થાય સરળ સંવાદ, બિજાશું જે શિખ્યાથી.
પછી લીધી બંનેએ, હોંસે ગરવી ગુજરાતી,
મિઠાસમાં જે સર્વ બ્હેનમાં શ્રેષ્ઠ ગણાતી.
હિંદુસ્તાની પણ શિખ્યાં, મુસલમાનોને માટે,
જેથી વધે વ્હેવાર, ઉત્તરપશ્ચિમ સંગાતે.
એથી નહિ સંતોષ, હવે આરંભી ઈરાની,
જેની મધુરી અસર, તરત બંનેએ પિછાની.
તોએ નાવ્યો પાર; મરાઠી ને ગુજરાતી
દીઠી હજી અપૂર્ણ, મળે નહિ તેથી ખ્યાતી.
માટે સંસ્કૃતમાત! તમારે ચરણે આવ્યા,
તમ વૈભવ અવિનાશિ, ભક્તિ ભાવે ભજવાવ્યા.
બ્હોળો કરી અભ્યાસ, પંડિતોને ગભરાવ્યા,
કાશીમાં હોકાર, દેવ આ ક્યાંથી આવ્યા?[2]

---

૧ એક મરાઠી ગામ છે.

૨ દાકતર વિલ્સને શ્રી કાશીના શાસ્ત્રીઓજોડે ફતેમંદીથી સંસ્કૃતમાં સંવાદ ચલાવ્યા હતા.

મ્લેચ્છ જાતિ અવતાર, માત કયમ પ્રસન એને ?
દેખીતીછે ખરી, વાની[1] અનુકુળ બંનેને.
જો કે શિખ્યા પરિપૂર્ણ, હિંદુસ્તાની ને ઈરાની,
પ્રૌઢ અરબ્બી માતની, પ્રીતિ હજી ન જાણી.
તે પણ પાછે કરી, જરી નહિ રાખી ખામી,
વળી મ્હેલવી લીધી, ગણી નહિ મનશુ નકામી.
હજી એક રહી ગઇ, ઝંદ આકાશી વણી,
સંસ્કૃતની વડી બ્હેન,[2] સર્વ ભાષાની રાણી.
કંઇ કંઇ કીધો શોધ, શિખ્યો પોતાની મેળે,
પછી માંડી તકરાર, સરસ્વતીને એ ચેલે.
પંડિત મરડે મૂછ, મુનશીઓ ખૂપે વાચા,
રાખી[3] ને દસ્તૂરો, થઇ ગયા આઘા પાછા.
ઉઠી ધરમની ઉલટ, લોક પડિયા શરમીંદા,
પોતાને નહિ જ્ઞાન, પારકો ગાયે નિંદા.
આ પણ છે ઉપકાર, સિધો નહિ તો પરભારો,
ધર્મજ્ઞાનનો કીધો, એ રિતે તું એ વધારો.
દેશીઓનાં મિત્ર હતાં, બે માયાવંતા,
ગરીબ તવંગર હક્ક, સર્વના સરખા ગણતાં.

[1] સરસ્વતી.

[2] એમ કેટલાક કાબેલ ભાષાજ્ઞાની ધારેછે, અને મને માનવુ બહુ ગમેછે.

[3] હિન્દુ લોકોનો ધર્મગુરૂ.

દેખી ભર અંધકાર, હાલની દેશી જાતમાં,
બળતા કોમળ આર્યમિત્રના, અસીલ આતમા.
કીધો તર્ક એ કલંક, જતો રહે જ્ઞાન પ્રસારે,
ખુલ્યાં જ્ઞાનનાં દ્વાર, પરિશ્રમ ખેંચી ભારે.
સ્થાપી મુફત નિશાળ, સેંકડો શિખે બાળકાં,
દેખી બહુ શરમાય, તવંગર લોક છાલકાં.
ભરી મંડળિઓ વળી, વ્હેમ ખંડન કરવાને,
કેળવણીના લાભ, દેશી આગળ ધરવાને.
વધારવા વ્હેવાર, દેશી અંગરેજ વચેનો,
પુરપખંડનો શોધ, ભજવવા તરેહતરેહનો.
એ પરમાણે વરસ, વહી ગયાં સાત સુમારે,
દિનદિન વસિયાં બંને, નિર્મળ પ્રેમાધારે.
જિવે દંપતિ જાણે, એક બિજાને સારૂ,
તજી નીચ ટાહેલું, સૃષ્ટિમાં તારૂં મારૂં.
મળ્યું જિગરમાં જિગર, સ્નેહભાવથી પિગળિયું,
એક અનુપમ મંન, બીજા મનસાથે મળિયું.
બંને એક વિચાર, એક બંનેની આશા,
સરખી બેની હોંસ, બેની સરખી જીજ્ઞાસા.
સરખી પ્રીતિ અમાપ, નેમ પણ બેની સરખી ;
તે તેણીમાં લીન, તેણી પણ તેથી હરખી.

એ પ્રીતિના વૃક્ષે, પ્રેમફળ ચાર ઉતાર્યાં,*
બે કાચાં કરમાઇ, પેહેલાં સ્વર્ગ સિધાર્યાં.

## હાલેડું.

માતા જશોદા ઝુલાવે પુત્ર પારણે.

( એ રાગ )

"ઝુલેઝુલોને રૂપાળા મારા લાડીલા,
જાયા જનમથી જયજય જનુની અંગ;
શુભ ઓસ્તવની વરણવું શું હું લીલા?
જાયો બેઠો જવ જનકઉરછંગ. ઝુલે.

* એમને ત્રણ દિકરા અને એક દિકરી હતાં. તેમાંનાં એક દિકરો અને એક દિકરી બચપણમાંજ ગુજરી ગયાં હતાં. બે દીકરા રહ્યા તેમાંના વડાનું નામ મી૦ એંડ્રયુ વિલ્સન. એ મુમ્બઇના વખણાયલાં બામ્બે ગેઝેટનો માજી અધિપતિ, અને બે ઘણાંજ રસીલાં પુસ્તકોનો કર્તાછે. એની ઇબારત એની મરહુમ માતા જેવીજ ચમતકારીકછે. બીજો મી૦ જાન વિલ્સન તે એક વૈદનો ધંધો ચલાવતો: પણ પાછળથી તેને કાંઇક મરજ થવાથી હાલ ગેર બેઠોછે.

સખી શોધો રે કો અહીં ધરડું વડું,
કોઈ આડોસણ પાડોસણ હોય ;
મને ગાતાં રે શિખાડે મનહર હાલેડું,
મધુરા સ્વરે જેના વીર મારો સોય. ઝુલે.

કીર્તિરૂપી આપું નંદને હું આંગળિયું,
જશ બુદ્ધિવતિ સઘળું જડેલ ;
તેને સુધર્મ કંચન થકી ઓપિયું,
હસી હસી તેથી ખેલ નાનો છેલ. ઝુલે.

હવે ડાપણની બનાવું રૂડી ઘંટડી ;
વ્હાલો વગાડી કરે રે ગણગણકાર ;
સુણી જિવડો ઠરે પ્રસુતાનો બે ઘડી—
જેમ માલી સુણી ભ્રમરગુંજાર. ઝુલે.

જ્ઞાન તણો હું ઘડાવું ગંભીર ઘૂઘરો,
રૂમઝુમ કરી મૂકે નંદ ખણખણાટ ;
માતઉરે ઉઠે હરખનો ઉભરો,
દેખી રંગીલાના આવા ઠાઠમાઠ. ઝુલે.

આંખે કાજળ લગાડું રે વિવેકની ;
નજર લગાડે ન જકતમોહ ડાકિણ ;
પાપ જાળમાં ફસે ન પુત્ર જગભણી ;
મંત્રી મંજન કરૂં તુજ નિર્મળ નેન. ઝુલે.

ભાવ પોરિયું[1] ઓસું હું વીરના કાનમાં,
વેહેમદૈત્ય તે મધે ન કરે વાસ;
જાયો જાળવશે વિકાર તોફાનમાં,
પ્રભુ પ્રીતિનીજ ઉપર વિસવાસ. ઝુલે.

સત્યસત્વનું ધવાડું દુધ લાલને;
જેથી વધે તેના હૃદય ઉદયભાવ;
જેની કેફમાં પોઢે કીસોર પાળણે:
એક સત્યસત્વ દેતી રાખું ધાવ. ઝુલે.

નિંદ્રા ઓળે હવે સોંપું મારા ધોરીને;[2]
પછી ઓસીને હું પ્રભુ ભક્તિદ્વાર,
માગું પાડ પ્રભુ તારા કર જોડીને,
હું સુવાસનના ફળ્યા અવતાર. ઝુલે.



૧ પોરિયું—કાનમાં રૂની ડુચી ઓસેછે તે.

૨ ધોરી—વડો દિકરો.

## મિસિસ વિલ્સનનો મંદવાડ અને મરણ.*

( રોલા )

પણ હવે થયો અનર્થ, પ્યારી મંદવાડે હારી,
મુક્તિઅશ્વપર બેસી, કરી ગઈ સ્વર્ગે સ્વારી.

( સાખી )

વિપત્તિવાદળ આવિયું, ચઢી વિલસનને શીશ ;
સહનશક્તિ આ દુખવિશે, દે બળિયા જગદીશ.
સુખ યમ દેખી શક્યો નહી, મારી મુર્ત્રીએ ત્રાપ ;
પતિપદમણી ઉઠી ગયાં, સખત વિધાતા છાપ.

---

* એ બાઈવાસતે કહેછે કે તેણી પોતાનાં બે બચ્ચાંના વિયોગથી ઘણી રીબતી હતી. તેવામાં તેણીની બે ત્રણ સહિયો એકાએક મરી ગઈ; અને એમનો શોક કરી ન રહી તેવામાં તો એની બે પ્રિય બેહેનો **એલન** નદીમાં ડુબી મોઈ એવી ખબર મળવાથી એણીએ જબરી હેબક ખાધી. એ બંને બેહેનો બપોરને ફેડે નહાવા ગઇ હતી, તેવામાં એકનો પગ સરવાથી તે અંદર પડી. પણ બીજી જે તેથી વડી હતી, અને જેની સંભાળમાં તેને તેની મરનાર માતુશ્રીએ સોંપી હતી, તે તેને વારેગઇ, તે પણ વમળમાં આવી પડવાથી ઘસડાઈ ગઈ. આ બે બાઇઓ પણ પોતાની વડી બેહેન જેવીજ ખુબસુરત અને ચતુર હતી ; અને જે પ્યારને લીધે મોટીએ નાનીને જીવ આપ્યો તે કીસ્સાકહાની સિવાય બીજે કંઇ મળવો કઠણછે.

## ભરતારનું વીહીલા પડીજવું.

( કવિત )

હૃદય બીછાવી રામા ! રાખું તને રોજરોજ,
પ્રેમ વિઝણો હલાવી, સેજે સુવડાઉં રે ;
છાતી ઉસીકું આપીને, મિત્રતા માડવમાંય,
મીઠી મીઠી ખોકીરૂપી દ્રાક્ષ ખવડાઉં રે :
પંપાળી પંપાળી મારી વ્હાલીને નિહાળતો, હું
પાડી હર્ષતાલી, દેહદુઃખ વિસરાઉં રે ;
લાડીલી વિયોગે લાડ કોણને લડાવું હવે !
માનુની મરવે કેમ મનડું મનાઉં રે ?

## પ્રિયાનો દિલાસો.

( કવિત )

પ્યારા ! તન વેદનાએ મને તાવી નાખી ; પણ
મન વેદનાએ હું તવાઉં તને જોઇને ;
રખે મારો હૃદેરામ, આમ મનમાં મુંઝાઇ,
કાયા ઘોઇ નાખે, મારી વેદનાને રોઇને :
પ્યારા ! ઈશ ધાર્યું થાય, રોવે વધુ ન જીવાય ;
વાત સુણ મારી, લાખી આંસુ સર્વ લોહીને ;
મૂકી તું મારો ભતાર, મને દિલાસો દેનાર,
અંતનો સંદેશો શું હું કહેવા જાઉં કોઇને ?

# છેલી અરજ.

( કવિત )

વ્હાલા ! મારા હાલ જોઈ રોઈને તું બાળે લોહી,
એવું જોઇ ડાઘ રહી જશે મારે કાળજે;
જગતનો અંત વ્હાલા ! આણે સંતસમાગમ,
માટે કંત ! અંત મારો સંતોષે નિહાળજે:
રૂડાં મારાં આરંભેલાં કામોને ઉઠાવી લેઈ*
સ્વામી ! મારા નામને તું અચળતા આલજે;
ફળ તારા પ્રેમનાં બે મૃત્યુકાળે સોંપું તને,
વ્હાલા ! તે વ્હાલીડાંઓને વ્હાલથી સંભાળજે.

( સાખી )

એમ કહીને સિધારિયાં, સતવંતા ઇશ્વરભણી,
સ્વામી દુખ્ખવામી કરી, ઉજ્વળ સતીશિરોમણી.

---

* પ્રિયાની છેલી અરજને માન આપી દાકતર વિલ્સને તેની અનાથશાળાનાં બાળકોપાછળ પોતાને પદરથી મોટા ખરચ કરી તેમને સારી કેળવણી આપી સંસારમાં નિભાવી લીધાં. આથી સેંકડો છોકરીઓનો કુરસ્તે જતાં બચાવ થયો. એના જેવું મોટું પુણ્ય શું ?

## ભરતારનો શોક અને ચંદ્રાજોગ અરજ.

'ઓધવજી સંદેશો કહેજો શ્યામને.'

(એ રાગ)

"ચંદા રે! પ્યારીને જોતો આવજે,
વિયોગ અનુભવ તુજને તો છે રોજ જો:
સંદેસો કાંઈ કહેતો વ્હેલો લાવજે,
બહુ મજને ભાવેછે રૂદનમોજ જો, ચંદારે.

મારી ગત તું કહેજે ચંદા! પ્યારી ને,
વિરહઆહમાં બળે રાતે મજ અંગ જો;
દીસે ડગમગ ડોળે હૈયું હારીને;
પ્યારપાંખવિન ટળવળ કરૂં અપંગ જો, ચંદારે.

હે ચંદા! જવ આણે તારી ચાંદણી,
ચંદ્રમુખી મારીને કહેજે એમ જો,
કમળકળાવિન મજ મન તૃષ્ણા રહે ઘણી,
ચકોર હું ચંદાવિન જીવું કેમ જો? ચંદારે."

## વરસાદજોગ અરજ.

(ઉપલો રાગ)

"અંધારીમાં આવે જવ તું મેહુલા,
ઝરમર ઝરકે તારા નિર્મળ નેવ જો;

તે તાણે ભૂલીશ મા રે મજને ભલા;
ગત મારી સાચવજે ગરૂઆ મેહુ જો, અંધારીમાં.

જે વેળા તું પ્રીતમના મીલાપથી,
ધરતીઉર તો જળમય થઈ ઉભરાય જો,
તે વેળા મજ હેડું, વિયોગતાપથી,
બળી બળી નિજ આસનમાંજ સમાય જો, અંધારીમાં.

વર્ષા! હું તો પડિયો તારે આસરે,
શીતલ સંદેસા મજને સંભળાવ જો;
બેઠું ઘોર અંધારું મજ દિલપાસ રે,
હે વીરા! મજ વિયોગવીષ વારાવ જો, અંધારીમાં."

## કબર ઉપરના પથ્થર જોગ અરજ.

(કવિત)

"હે શીતલ પ્હાણ! તને શૈલતણી દેઉં આણ,
ધ્યાન રાખી પ્હાણ! મારી અરજ વિસર મા;
ગુપ્ત તારાં સ્થાનનીચે, મોતભોગ થૈ પડેલ,
મારા પ્રાણતણા પ્રાણને તું પરહર મા:
આશાનું વૈમાન મારૂં સુખ આસમાને પ્હોંચી,
છુપી બેઠું હવે તારા અંધારા ઉદરમાં;
તેને જો તું દિયે માન, તો હે શિળા પ્હાણ! તને
આપું હું આસન મારા તાતેલા જીગરમાં."

# હૃદય રૂદન.

( લલિત )

"લલિત રાંકડી, મારી લાડિલી!
રદ મને કરી, કાં તું થૈ ભિલી?
વહિ વિયોગમાં, થૈ વિદાય રે,
વિરહ વામું ક્યાં? હાય હાય રે.

વરસ સાતનું, સ્વપ્નું જે ભર્યું,
પલક એકમાં, જાગતું કર્યું;
સયનતો હવે, વસમું થાય રે;
નિત ઉજાગરો, હાય હાય રે.

લલિત આવીને, સુવિનોદમાં,
પડતી પ્રેમથી, સ્વામી ગોદમાં.
જયમ સુગંધ, પુષ્પમાં સમાય રે;
પરિમળે ઉડ્યો, હાય હાય રે.

નિકટ રાખીને, છાતિ છાતિશું,
રસસુધા મને, નિત્ય પાતી તું.
કસ મિઠો હવે, કોણ પાય રે,
તરસ લાગવે, હાય હાય રે.

પડતું મૂખ જો, દુઃખથી ફીકું,
નરમ દેતી તું, છાતિ ઉસીકું;
મધુર નાદથી, રાગ ગાય રે,
રદન તે વતી, હાય હાય રે.

સ્મરણ આવતાં, છાતી હેબકે,
ચરણ ઉપરે, અંગ ન્હે ટકે;
શરિર હાકથી, ઉંચકાય રે,
દુખડું ક્યાં રડું? હાય હાય રે."

## લાગવગનું વધવું.

( રોલા )

સાત વરસ સુખઅમૃત પી, હવે તરસ્યા રેહેવું,
એ દારૂણ દુખ સુઝે, નહીં કે કેમે સ્હેવું.
પણ વિલ્સન ધન ભાગ્ય, જન્મથી મનમાં રમિયો
પરોપકાર પ્રતાપ; જેથી આ વિયોગ સમિયો.
પરોપકાર આ સમે, ખરે તને આડે આવ્યો;
પરોપકારમોઝાર, સ્વાર્થ સઘળોજ સમાવ્યો.
દિવસે દિધા સુબોધ, રાત અભ્યાસને અર્પણ,
મ્હા પરિશ્રમ પરિણામ, આવ્યું જલદીથી ઘડપણ.
ભિનભિન કર્યા પ્રવાસ, ભરત ખંડ ગોખ્યો પાડે.
સૌ કંઇ જોવા જાય, ટાંકણે સારે માડે.

આવકાર દિધ સર્વ, રાજવંશી રાજાએ ;
જ્યાં તું મળવા જાય, પ્રૌઢ દરબાર ભરાએ.
વધ્યું વજન નિતરોજ, લાગવગ મોટાઓમાં,
પાંચે ન્હોય પિછાનવિનાના રાજા સોમાં.
પત્રદ્વાર વેહવાર, ચલાવ્યો સૌની સાથે,
જેથી થયા બહુ ન્યાલ, ગરજુઓ વિલ્સનહાથે.

## શરીર બગડવાથી સ્વદેશ જવું.

(ચોપાઇ)

આઠ વરસ નિરંતર શ્રમ,
તનમનની મેહેનત ચોગમ ;
તન કહેલું કશું એ નહિ કરે,
મનતો રહ્યું તનને આશરે.
માટે બંનેના હિત કાજ,
દેશ જવું એ બેસ ઇલાજ.
ગયા હવે પોતાને વતન ;
તનમનનું કરવાને જતન.
ચાર વરસ લીધો આરામ,
પાછા જવા નિકળિયા ગામ.
સ્નેહ સોબતીની બહુ તાણ,
નહિ પાસે કો ઘરપરધાન.
તેથી ફરી ઘર કીધું એક,
મળ્યાં બાઇ અનુભવી ને નેક.

ઍસાબેલા ડેનિસ્ટન[1]
છોડી ચાલ્યાં હવે વતન.
સ્વામીની સેવાને કાજ,
છોડ્યું માતપિતા ઘરરાજ.
રંકપિતા[2] ની સાથે રહ્યાં,
માત રંકનાં સાબેત થયાં.

## મુમ્બઈમાં માનપત્ર અને ભેટ મળવાં.

(રોલા)

ચાર દાહેકા રહ્યા, હવે તું મુમ્બાઈ બારે ;
અમર નામ ત્યાં કીધું, જગતપ્રેમને સુમારે.
નજરબ્હાર તુજ થયા, બાળકો ઘરડા ઓપ્યા,
રહ્યા ન આયુષમાંય, તારી ઓળખથી નોંપ્યા.
ભણ્યા પિતાના પિતા, બાળના બાળક ભણિયા,
બેસી તારે પાય ; વંશશિષ્ય તારા બનિયા.

1 ઍસાબેલા ડેનિસ્ટન નામની એક ગુણવાન અને કુળવાન બાઇ સાથે દાકતર વિલ્સને ફરી ઘર કર્યું હતું. એ બાઈ ૨૦ વરસ મુમ્બઇ રહ્યા પછી સ્વર્ગવાસી થયાં.

૨ ગરીબના બાપ.

ગામદેવ થૈ પડ્યો, કામ આલમને લાગી;
સાહ્ય તારી લિયે રાય, વણિક કાં વીર વૈરાગી.
હાકમ વાળે શીશ, દેખી રસ્તેથી જાતો;
રંક દૂરથી જોઇ, દંડવટ કરવા ધાતો.
સૌને સરખું માન, મિત્ર કે મુદ્દઇ હોયે,
જાત ભલે પરજાત, નીચ કે ઉંચો તોયે.
કંઇપણ જાહેર કામ, નામ ત્યાં તારૂં પ્હેલું;
પ્રારંભનું બંધાન, તુજ અનુભવને સ્હેલું.
લોક ધરે અધિરાઇ, પાડ નહિ વધુ ઝિલાયે,
માનપત્ર ને નજર, આપવા તત્પર થાયે.
ભરી એક દરબાર: હાકેમો ને સરદારો,
મળ્યા ત્યાં આગેવાન, રૈયતતણા હજારો.
અર્ધ લાખ રૂપૈયા, તને ત્યાં અર્પણ કરિયા,
નિર્મળ શેવાબદલ, લોક જે સઘળે ભરિયા.
માન્યો તારો પાડ, મૂલ જેનું નહિ થાયે,
ગરિબ ગુંજાસે દેઇ, લોક સૌ લાગ્યું પાયે.
"પડતે દહાડે પિતા! છાજતી નજર ન ધરિયે,
"પ્રેમે કરો સ્વિકાર, અમે તો લજ્જાએ મરિયે."
માનસહિત તેં લિધા, દિધા પાછા રૈયતને,
પ્હોંચે જેથીકરી, જુની ભાષા કૈવતને.

## સ્કાટલંડની સૌથી મોટી ધાર્મિક સભાના પ્રમૂખ થવું.

( રોલા )

સ્વદેશમાં ગઇ ખબર, સ્વદેશી રાજી રાજી;
અમર કીધું તેં નામ, કીર્તિ તુજ દેશની તાજી.
સૌએ દેવા માન, પ્રસન થઇ તને બોલાવ્યો;
દેશધર્મશિરછત્ર,* આત્મસંતોષે બનાવ્યો.
સૌથી મોટું માન, રહ્યું જે સ્વદેશ હાથે,
ઉતર્યું એક મતેજ, જાન વિલ્સનને માથે.
એક વરસ ત્યાં રહ્યો, માન લીધું મનભાવ્યું:
પાછો વળિયો ફરી, સમજિયો નહિ સમજાવ્યું.

## મિત્રોએ સ્વદેશમાંજ રેહેવા આગ્રહ કર્યા તેનો જવાબ.

( પદ કાફી )

"છોડો છોડો રે યારો, કેમ માનું બોલ તમારો જી?
નથી ખબર તમ પ્રિય મિત્રોને, જીવું હું વરદાને,
જીવવું, મરવું, ભવજળ તરવું, સઘળું હિંદુસ્તાને. છોડો.

* જનરલ એસેમ્બ્લી નામની એક સભા, જેને લાર્ડ જેફ્રેઝ સ્કાટલંડની પારલમેન્ટ કહે છે, તેના વડાની જગ્યા દાકતર વિલ્સનને ૧૮૭૦ માં મળી. એ આખા દેશમાં મોટામાં મોટું માન છે.

રેવરંડ લાલ બિહારી દે.

ભરતખંડ કંઈક વરસ થયાંછે, આસન મજ આશાનું,
લોહચુમ્બક થઇ ખેંચે જિવડો, તે શક્તિને માનું, છેડો.

જે ભૂમીમાં પોઢીછે, મજ પ્રિયા પ્રાણથી વ્હાલી,
તે ભૂમીમાં ગાળું મારી, રહેલી પાંચ દીવાળી,[1] છેડો.

વળી સહસ્ત્ર દત્તકશુ મારો, અચળ જીવ બંધાણો,
એ સઘળાની જુદાઇથી હું, બનિયો અર્ધ દિવાનો, છેડો.

સ્વદેશભૂમી તમને સોંપી, ખપતા છો તમ બેલી,
સર્વ બંધુને કરૂં હું, આશિશસાથે સલામ છેલી, છેડો.

જે ધરતીને અર્પણ છે, મજ જીંદગી ખાતર સતને,
તે ધરતીની ધૂળમધેથી, ઉઠું દિવસ ક્યામતને,[2] છેડો.

---

૧ બિચારો બરાબર પાંચજ દીવાળી વધુ જીવ્યો.

૨ એક સ્વદેશ જતા મિત્રને મરનાર લખેછે:—મને આ મહા પ્રતાપિ દેશ (હિંદુસ્તાન) માંજ મરવાને ઇશ્વરે જે ખાસ અધિકાર આપ્યોછે, તેને માટે હું તેનો મોટો આભારી છું. હું તો એજ ભૂમી વિષે દટાઇ તેમાંથી રોઝેક્યામત ઉઠવાથી આશા રાખું છું.

રેવરંડ લાલ બિહારી દે.

## મુમ્બઈમાં પાંચ વરસ વધુ જીવવું.

( રોલા )

પાંચ વરસ વધુ જીવી, સજીવન કરી ઉપકારો,
કીધો ખરે કુરબાન, ભરતખંડને જન્મારો.
કંઇકની ભાંગી ભીડ, કંઇકને ન્યાલ બનાવ્યા;
કંઇક નગનને વસ્ત્ર આપી, નિજ ઘેર વસાવ્યા.

## ઘડપણની કૂચ.

( રોલા )

ઘડપણનું હવે જોર, સુખનું ધોરણ થોડું,
જોઇ કહે વૈદરાય, "મોત નહિ આવે મોડું."
સુણતાં આ અભિપ્રાય, જરી નહિ મોં કરમાયું,
આયુષપાણી ખુટ્યું, ત્યાંસુધી સૌને પાયું.
સહિ કાયાએ કષ્ટ, રંક છાતીશું ધરતો;
જોઇ બીજાને સુખી, આતમા તારો ઠરતો!

## સ્વર્ગવાસી ડાકતર લિવિંગસ્ટનના મરણની ખબર, અને તેથી ડાકતર વિલસનને પડેલી ફાળ.

( રોલા )

આવી ખબર એ વખત, દૂરથી મ્હા દુખદાયક,
સુણી થયા બહુ ખીન, સુજ્ઞ વિદ્વાન ઘણાયક.

જગતપ્રેમી નર એક, ત્રાતા હબસીસ્તાનનો,[1]
જેનો કુશળ વિવેક—ભુલ્યો નહિ જગતમાનનો.
સુકર્મે આગેવાન, નિવાસી બની વંનનો,
કિધો જેણે પ્રારંભ, આફ્રિકાપુનરજન્મનો.
કવી મુસાફર ખરો, પ્રવિણ વળિ નૌકાનયની,
અગણિત કીધા શોધ, રાખી નહિ ચિંતા ભયની.
મહાન મિત્ર વિલ્સનનો,[2] થયો એ ભોગ તાવનો,
સુણી ખબર ક્ષય થવા, લાગિયો મનોભાવનો.
પડી અચાનક ફાળ, ત્યારથી શરીર બગડિયું,
વસમો સર્વે વિહાર, રાહુમંડળ નિજ નડિયું.

## મરનારને પુને ઇત્યાદિ લઇજવું.

( રોલા )

માફક ધારી સૌએ, આબોહવા પુનાની,
લઇને ચાલ્યા હવે, વૈદ અંગરેજી સુનાની.
નહિ ત્યાં મળ્યો કરાર, ગયા પંચઘનીની ભાગળ,
કૂચ પછાડી કૂચ, મોત આગળનું આગળ.
પુના સતારા શ્હેર થકી વૈદો ત્યાં ધાયા ;
હવે આંગળાં ઉપર, અંતના દિવસ ગણાયા.

---

૧ આફ્રીકા ખંડ.

૨ દાકતર ડેવિડ લિવિંગસ્ટન.

ઝાંખ્યું આશાકાશ, મિત્રના નેત્ર પિગળિયાં,
રંકએલી ગત સુણી, રંક અંતર ટળવળિયાં.
મળ્યા ભક્ત દસબાર, ભાવથી કરી કુંડાળું,
માગ્યું આ અંધકારવચે, પ્રભુગુણ અજવાળું.
ઉડી દેશ પરદેશ, અમંગળ વિજળીવાણી,
દીનબંધુ આયૂષતણાં, ખુટયાંછે પાણી.
થઇ ઈશ્વરની મેહેર, પ્રજાનું કિસ્મત બળિયું,
ચાર દિવસ વહી જવે, વ્યાધિવાદળ આ ટળિયું.
મારી યમને લાત, ઉઠ્યો વિલસન સિંહજેવો,
અલ્પ ઉંઘથી જાગી, લોહી નાખ્યો પરસેવો.
ત્યાંથી ફર્યો સમિત્ર, આવ્યો મુમ્બઈને દ્વારે,
ભુલી હવે મંદવાડ, પરિશ્રમ કીધો વધારે.
તજી સર્વ આરામ, કામ કીધું મુખ હસતે,
ભોળપણે જઇ મળ્યો, મોતને અડધે રસતે.
રોગ ફરી ઉભર્યો, ટકે નહિ દેહ ફરીને,
સત્વ ગયું ધોવાઇ, આવે હવે કેમ કરીને?
રડે દેખી વૈદરાય, ઉભો રહિ પીઠપછાડી,*
સુણે આપ અભિપ્રાય, રાખીને છાતી ધાડી.

---

* મરનારના જીવવાની જ્યારે સઘળી આશા ગઇ, ત્યારે એક દીવસ એમનો વેદ, દાકતર જાઇન્ટ સાહેબ, મરનારની ખુરસી પાછળ જઇ રડી, બે ત્રણ મિત્રોના કાનમાં બોલ્યો "હવે આપણા મેહેરબાન ઘણા દહાડા આપણીવચે રેહેનાર નથી."

માંડ્યો હવે ઉપવાસ, દવા દારૂ પણ છોડ્યાં ;
રંક રાય સુણી ખબર, મિત્રને જોવા દોડ્યાં.[1]

## રુદન કરતા મિત્રોને શિખામણ.

સલામ સૌને હાલ, સાહેબો સલામ સૌને હાલ.

( એ રાગ )

રડશો મા નાદાન, બાળકો રડશો મા નાદાન.
ઇશ્વરનીમથી, મન મુઝાવવું, એતો નીચ ગુમાન, બાળકો.

મજ હૈયાતીમાં, તમ તો મજ, હૃદયતણાં સંતાન,[2] બાળકો.

મોતપછી પણ, યાદ રાખોને, જાળવજો મજ માન, બાળકો.

સન્માર્ગે જો, ચાલો સઘળા, મળશું સ્વર્ગમકાન, બાળકો.

૧ મરનારને તેમના મંદવાડમાં જોવાને મુમ્બઇના મોટામાં મોટા દેશી, તેમજ ઇંગરેજો જતા હતા, નામદાર ગવરનર, તથા વાઇસરાય સુધી. નામદાર પ્રિન્સ આફ વેલ્સને માટે એમ કહેછે કે મરનારના દાકતરોએ સર બાર્ટલ ફ્રીયરને એવું ભળામણપત્ર લખ્યું કે, ગમે તેમ કરી દાકતર વિલ્સનને જોવા માટે શાહાજાદાને લાવવો નહી, કારણ મરનાર ઘણાજ ચટપટિયા સ્વભાવના હોવાથી કદાચ; પરોણાચાકરીની ખટપટમાં ને ખટપટમાંજ પડી મરી જાત.

૨ મરનાર દેશીઓને "Children of my heart. મારા હૃદયનાં છોકરાં કરી કેહેતા.

રેવરંડ ધનજીભાઇ નવરોજી.

## મનનું સ્વર્ગવાસી સ્ત્રીમાં ભમવું.[1]

( કવિત )

"હાંરે ! કોઇ આવ, મારી વ્હાલીનો આ પત્ર આવ્યો,
ભાવે ઉકેલાવી, એનો ભાવ સંભળાવ રે;
લાવ કોરો કાગળ ને જવાબ લખી સુંદર,
આ આકાશી દૂતસાથે, ઝટ મોકલાવ રે;
લખ કે હે પ્રિયા ! ચાર દાહાડાના વિયોગનો
સંયોગ બનાવી, પરિતાપ વિસરાવ રે;
પ્યારી ! તારી પાસે મને ઝડપ ઉપાડી લેઇ,
મારા કાળજાનો કારી ઝખમ રૂઝાવ રે."

## ઉંઘમાં પોતાના વડા પુત્રને બોલાવવો.[2]

( કવિત )

"લખ ઝટ પત્ર; મારા પુત્રને બોલાવ અત્ર,
જોઇ મારૂં લોહી મારાં નેત્ર ટાઢાં થાય રે;

૧ મરનાર અંતની ઘડીસુધી પોતાની પ્રિયાને ભુલ્યો નહિ. તે એક દિવસ બાવરો થઇ બોલી ઉઠ્યો "લાવો લાવો મારી માર્ગરેટની ચોપડીઓ, અરે લાવો." ચોપડીઓનું નાનું કબાટ તરત તેના પગઆગળ ઉંધું વાળવામાં આવ્યું. તેમાંથી એકેક ચોપડી છાતી આગળ લેઇ, મરનાર વાંચવાનાં ફાંફાંમાંજ જુંરી જતો હતો, અને હાથમાંથી ખીનતાકાદ ચોપડીઓ નીચે પડતી !

૨ "એન્ડ્રુ, એન્ડ્રુ, મારા દીકરા ! આવ અને આ પી" (પોતાનું બીસું પકડી) મરનાર એકવાર એમ બેબાકુળ થઇ બોલ્યો હતો.

આવ બેટા ! વાંક મારો વધુ ન વસાવ મને[1]
હવે મારાં વાગ્યાનીર વ્હેલાં વહી જાય રે :
ખીસામાં છે મૃત્યુપત્ર, તે રૂહે મારૂં સર્વસ્વ,
મારી પ્યારીના બે જાયા ! તમારૂં કહેવાય રે ;
બેટા ! મારા જાનને[2] તું તારા છાયાહેઠો લેજે,
તું તો તેનો પિતા, પુત્ર તારો તે ગણાયરે."

## મનમાન્યું કિરતન કરી સ્વર્ગે જવું.

( ઝુલના )

રાત વીતી હવે, વેદના બહુ થવે, સૂર્ય ઉગવે નવે આભ ફાટયૂં ;
તે પ્રભાતે ઉઠી, મિત્રોને નોતરી, છેલું અત્રે પઢયો તું પ્રભાત્યું.
ભાવ તન મન ધરી, આમ કિરતન કરી, નયન મીંચી મનન મન વસાવ્યું;
એમ કરતાં ગયા, પ્હોર ત્રણ ; ને હવે ચાર થઇ ચોથે તો મોત આવ્યું.
"અંત ઇલાજનો," બોલે સૌ સજ્જનો, વખ્ત સમિસાંજનો ચાર વાગ્યે,
કાળ આવી ઉભો, કાળ દેખાવનો, રૂણપેટે જીવતદાન માગે.

---

૧ વડો પિતાસાથે ઉંચે માંડ હતો..

૨ નાનો દીકરો.

મુક્તિઆશે ભર્યો, સંત ઝટ ઊતર્યો, આસનેથી, અને પાય લાગ્યો*
આપ કર્ત્તારને; મિત્રો સૌ જવ ભણે "હે પિતાજી! હવે સ્વર્ગે જાગો."
ભજન પૂરણ કીધું, અવર આસન લીધું, મિત્રો પડિયા રહ્યા સર્વ પાયે;
મુક્તિમુદ્રા પડી, મુખઉપર જે ઘડી, આતમા સ્વસ્થ થાયા વિદાયે.
ધન્ય જન્મે સુખી, ધન્ય જિવવે સુખી, મહા સુખી તુજ મરણ પણ મણાયે;
ધન્ય અવતાર તે, કીર્તિ અર્પણ કરે, જે સદા ચાર ખંડે સમાયે.

## મરણપછીનો દેખાવ.

( રોળા )

કંચન કાયા જેહ, શરિર સરવરસમ સીધું,
ફિક્કું પીળું એક, વક્ર બીજું કરી દીધું.

---

* મરનારને છેલ્લી ઘડીસુધી તેના મિત્રો દિલાસો અને ભક્તિ-પ્રેમ દેખાડતાં. તેમાં એમના પડોશી સર માઇકલ વેસ્ટરાપ, દાક્તર જાંઈન્ટ, મિસિસ જાંઇન્ટ વિગેરે, આખો દહાડો અને રાત એની પાસે બેસી નીતિધર્માદી બાબદોઉપર વાતચીત કરી એમને રિઝવતાં હતાં. ખસુસ કરી મિસિસ જાઈન્ટે જે દાક્તર વિલ્સનની ચાકરી કરીછે તેવી કોઇ મા બેન પણ ન કરે. આ માયાળુ અને લાયકી-વાળાં બાઈ આખો આખો દિવસ મરનાર પાસે બેસી, તેના શરીરને કરાર થાય તેવા ઉપાયો લેતાં. તેમના પગ દાબતાં, શેક કરતાં, દવા પાતાં; તેમજ તેમના મનને શાંત કરવાને અર્થે જાત જાતની ચોપડીઓ વાંચી સંભળાવતાં હતાં. આ બાઇવિષે વધુ બોલવું એટલા માટે પડ્યુંછે કે તેઓ પણ હાલ સંસાર છોડી સ્વર્ગાસને બીરાજ્યાં છે.

સૂર્યકિરણ પલકાર, મોતચોટે ઝંખવાયો ;
લાલ વદનનો રંગ, રાખસમ ઝાંખો થાયો.
તીવ્ર મગજની ગતી, અચેતન થઇ આ કાળે ;
ચપળ હુંફાળું હૃદય, સરદ થઇ જરી ન ચાલે.
ધટ ગરદનનો ઘાટ, ન્હાડ પડયે નહિ હીલે,
લૂલી થઇ મરડાય, બોજ શીશનો નહીં ઝીલે.
રણસિંગડાંસમ નાદ, કંઠદ્વારે જે નિકળતો,
સીઠી કરતાં ક્ષીણો બની, વાયૂમાં મળતો.

( સાખી )

ન્હાડ સરીખો પ્રાણિયો, ફાંદામાં ફસડાય ;
વળખાં મારે વીર તે, જોતાં જિવ ઘભરાય.
તલપાપડ થૈ ટળવળે, જ્યમ જળવિન મચ્છ પછડાય,
નિકટ સમાગમ તોડિયો, તેં દારૂણ યમરાય .
કેર કીધો તેં કારમો, અલ્પ અમલનીમાંય,
વીર તો સીધાર્યા સ્વર્ગમાં, (હવે) તું બ્યંડળથી શું થાય?

# છેલાં માન.

( ઇંદ્રવિજય )

સાંજસુમાર હતો બુધવાર, ઉડ્યા અખબાર ભયાનક જ્યારે,
લોક રડે નવધાર સુણી મલબારગિરી* વસનારજ ત્યારે.
આરઠ ને રથ સ્વારી કરી મિતરો ઉતરે વિજળીપલકારે;
દૂરથકી નિરખી મુખડું વિરનું, ઉભરા ઉરના વિસતારે.
જેમ ગયા અખબાર ઉડી દુખકાર વડી સરકારને દ્વારે,
યાદ કરી ઉપકાર ઘણા, ત્રણ ચાર ઠરાવ કીધા સરકારે.
થૈ વિજળીપર સ્વાર, ઉડ્યા કંઇ તાર; રડ્યાં નરનાર પુકારે,
"છો મરજો શત રંક, રખે પ્રભુ એકજો પાલનહાર તું મારે."
આવી હવે ગુરૂવાર સવાર, ભરાય હજારતણી ઠઠ ભારે;
બંધ પડી દરબાર કચેરી, વિશાળ પડી હડતાળ બજારે.

---

* "ક્લિફ, મલબાર હિલ," દાકતર વિલ્સનનું મકાન. મુમ્બઇના ટાપુ અને બારાનો સૌથી રળિઆમણો દેખાવ મરનાર દાકતર વિલસનના બંગલાઉપરથી મળેછે. અને તે જોવાનો વખત સૂર્યાસ્તની જરી આગળ છે. જળ, ઝાંખડાં, ડુંગરાં, વહાણ અને એક મોહટાં શેહેરની મહાભારત ઇમારાતો જોનારની આંખને છક કરી તેને મોહ પમાડેછે; તેવા દેખાવના એક તેજસ્વી અખંડ ચિતારનાકરતાં "દુનિયા કોઇ વધારે ખુબસુરત ચીજ દેખાડી શકે નહીં," એમ એક કવિ ભલે કહીશકે. અને જો સૂર્યાસ્તકરતાં પણ ચંદનીના રૂપક તેજવચ્ચે જોઇએતો કવિના બોલમાં મુમ્બઇને "રૂપેરી દરિયામાં એક માણેક જડેલો" એમ કહિયેં તો ચાલે.

જેમ્સ મેકેન્ઝી મેકલીન.

મંદિર સર્સવતી અંધકાર, વિયોગપ્રસાર થયો દિસ ચારે;
જે નરનાર ચિતાર જુયે મરતાંસુધી ન્હૈ ગુરૂવાર વિસારે.
દેવરૂપી અવતાર હવે દરશાવીજ બાર કલાક સુમારે,
સાંજને શીતળ ટ્હોર થવે ભુમીદા અસવારી ચલાવી કરારે.
ભીડથકી બંગલો ગુંગળાય, ગણાય નહી ગણતાં સરવાળે;
શોક સવારી હવે નિકળે, સુતકી સઘળા સબપાછળ ચાલે.
એક મતે નરનાર ઢકે, મરનાર પુઠે ઘસડાય સુપાયે,
જેમ મિઠા મધકોશવિશે, મમતાથી ભરી મધમાખ ઉભાયે.
અંત સમે હૃદયા પિગળે, થકી નેત્ર વિહાગનઝરા ઉભરાયે;
બાળ બધા કળ ખાઈ રડે જવ બાપસમાન વીરો ડફણાયે.*

---

## નાયક ગુણ વર્ણન.

### જગતપ્રેમી તરીકે..

(ચરચરીની દેશી)

પ્રેમ શક્તિ, પ્રેમ ભક્તિ, પ્રેમ મુક્તિદ્વારછે;
પ્રેમ તેજ પ્રભૂ તમારા, પ્રેમ સ્વર્ગાધાર છે.

---

* મરનારની લાસપાછળ મોટામાં મોટા અને ગરીબમાં ગરીબ માણસો ચાલતા ગયા હતા. એક તમાસગીર હેવાલ આપેછે કે પાયદલમાં નીચલી મુખ્ય વર્ગના સૂતકી હતા: અંગરેજ, સ્કાચ, આઇરીશ, ફ્રેન્ચ, જરમન, ઇટાલીયન, સ્વીડ. અમેરીકન, તુરકી, આરમિનિયન, વાણીયા, ભાટીયા, લુહાણા, બ્રાહ્મણ, ક્ષત્રી, મુસલમાન, હીન્દુ, મોગલ, ઇરાની, દેશી ખ્રીસ્તી, પંજાબી, બંગાળી, બ્હોરા, ખોજા, મેમન, મલબારી, બેની ઇસરાયલ, હબસી, ઇત્યાદિ.

પ્રેમઊપર વિશ્વરચના, પ્રેમ ગુણસણગાર છે ;
પ્રેમ મુકુટ મનુષ્યત્વનું, પ્રેમ દેવ અવતાર છે.
ભાવ, આશ, ને પ્રેમ[૧] એ ચે, દોરી તુજ હૃદયાતણી ;
મહા ગુણો એ ત્રણમધે, પણ પ્રેમ સર્વ શિરોમણી.
મન હર્યાં જન માત્રનાં, સંપૂર્ણ પ્રેમાકરષણે,
નેમ સૌના પ્રેમની કરી, જગતપ્રેમી વિલ્સને.

## વિદ્યાગુણી.

( નારાચ )

નિશાળ પાઠશાળમાં વિશાળ જ્ઞાન વાવરી,
વિદેશિયોની સ્થીતિ તેં સ્વદેશીજેવડી કરી.
સદા રહ્યો તું સાચ હિંદુશાસ્ત્રનો હિમાયતી,[૨]
સુધારી સર્વ ખોડ જ્ઞાન વાવરી વિદ્યાપતી.

## ભાષાશાસ્ત્રી.

( સારંગી )

મોટી નાની ભાષા જાણી, તે સૌને પાસે આણી,
સંબંધો દર્શાવી પૂરા, પર્ખાયો ભાષાજ્ઞાની.

---

૧ Faith, Hope and Charity.

૨ દાક્તર વિલ્સન આ રાજ્યનો એક ટેકો અને ભૂષણ હતો. ‘ શેહેરી ’ એ શબ્દનો સઘળો ભાવાર્થ એને લાગુપડી શકે.

ટાઇમ્સ આફ ઇનડિયા.

સાટે સૌની બુદ્ધિ નાસે, તારી બુદ્ધિ ફૂલાણી,
ઉંડાણે પ્હોંચીને ભેડી ભાષાઓ મોટી નાની.[1]

## નીતિઉપદેશક.

(ઇંદ્રવિજય)

નીતિનિદ્રિ[2] નિત નીતિ અને ધનસાફરૂપી નીર પ્રીતિનું પાયે,
શીતળ જે વરસાદવિના વણવાદ ઘણાજન કંઠ સુકાયે.
નીતિનીરે વળિ સ્નાન કરાવી સુજ્ઞાન ભરે દુર્જનમનમાંહિ,
તારણ જેવતિ અંત સમે મળવાની વકીથકી સૌ લલચાયે.

---

૧ મરનારને નીચલી ભાષાસિવાય કેટલીક બીજીનું જ્ઞાન હતું:—સ્કાચ, ઇંગરેજી, હીબરી, ફ્રેન્ચ લાતીન, ગ્રીક, હિંદુસ્તાની, ગુજરાતી, મરાઠી, વૃજ, ફારસી, આરબી, પેહેલવી, ખાલદીક, બીલારેકી, સંસ્કૃત, ઝંદ, પોરટુગીઝ, સીરીઆક, અરમિનિયન, બંગાળી ઈત્યાદિ.

૨ શાસ્ત્રી, પંડીત, મુસાફર અને ગ્રંથકરતા સાથે **દાકતર વિલ્સન**. મોટા ભાશણ કરતા દાખલ જણાયલાછે. **મિકાનિકસ ઇનસ્ટીટયુટ, રાયલ એશિયાટિક સોસાયટી**, અને બીજી મંડળીઓના સબંધમાં એમના કીમતી ભાશણોનો સુમાર કે ગણતરી નહી હતી. **દાકતર વિલ્સનના** હાથ નીચે લાચાર માબાપ વગરનાં બાળકોની પરવરસીનાં ખાતાં ચાલતાં આવ્યાંછે; તેઓમાં ખ્રીસ્તી ધરમ ફેલાવાનો હેતુછે ખરો, પણ એ ધરમખાતાંઓથી જે ગરીબોનું ગુજરાણ તથા નિવારણ થયું—જે છોકરાઓ ધંધે લાગ્યાછે, અને જે પુશકલ છોકરીઓની લાજ અને દામાનનો બચાવ થયોછે—તે સઘળું કોણ ભૂલી જશે?

રાસ્ત ગોફતાર.

## ધાતુવેત્તા.

( ચોપાઇ )

ધાતુજ્ઞાનવિષે નહિ કમી ;
તે વિદ્યા તુજ હૃદયે રમી ;
ભાત ભાતના દેખી પ્હાણ,
ભૂમીની કરતો તું પિછાન.

## ભૂસ્તરવિદ્યાવેત્તા.

( રૂચિરા )

ભૂરચનાસંબંધી નિબંધો લખતાં કીધી ન ભૂલ જરી,
પથ્થરની પ્રકૃતિ નિહાળી ધરતીની તુલના પકડી.
જે શક્તિએ સૃષ્ટિ રચી ને રચના તુજ સન્મુખ ધરી,
તે રચનાને જોઇ તપાસી, તે શક્તિની સ્તુતિ કરી.*

## જીવજંતુવિદ્યાવેત્તા.

( કવિત )

નાનાં નાનાં પંખી ને પંખેરૂનો કરી શિકાર,
સુક્ષ્મદર્શકે તેના સુઅંગ તું તપાસતો ;

* મરનાર કેટલીક મુસાફરીએથી પથ્થર ઇત્યાદિથી ભરી મોટી મોટી પેટીઓ લાવી પોતાના મિત્રોને ધભરાવી મારતો હતો.

પીળી લીલી પાંખ અને કેશ રેશમી નિહાળી,
ઇશ્વરકૃતિ તું ભાળી, વિનોદથી હાસતો :
મેણા પોપટો આદિને વાણી સાદી દે શિખાડી,
વાડીમાં બેસાડી, હાથે ખવાડતો નાસતો ;
ગેલમાં આવીને કરે ખેલ તેની સ્હેલ જોઇ,
વીરા ! તારો ચ્હેરો પરિતોષથી પ્રકાસતો.

### વનસ્પતિવિદ્યાવેત્તા.

( ચંચળા )

ઝાડપાણ પ્રાણની સમાન તું ગણે નિદાન,
એ પિછાન ધ્યાન રાખવે ખરે વધે વખાણ.
'જ્ઞાન' નામ ભાવતું હશે ન કોને તું સમાન,
મુખ્યત્વ કરીને જેનું નામ 'ઝાડપાન જ્ઞાન.'

### વ્હેવારવેત્તા.

( કવિત )

બુદ્ધિ ને ભલાઈ બળે, ભલા ધન માલવાળા,
ને વિશાળ વેપારીઓશુ વ્હેવાર બેડિયો ;*

---

* 'સંસારી' એ શબ્દના ઉંચામાંઉંચા ભાવાર્થે, દાકતર વિલ્સન એક સંસારી હતો. તે અત્યંત મોકળા મનનો અને દયાળુ હતો. જો કે તે હમેશ એક મેહેનતુ અભ્યાસી હતો, તોપણ તેને ક્રોધથી ગ્રથપેલો ન કેહેવાય; કારણ આ દુનિયા તેમજ પેલી દુનિયા

નવો નવો અનુભવ, તેનો કરીને પરવ,
તેં સરવ રંક ગરજાળુ ઓળે રેડિયો :
સલ્હા પૂછવાને શ્હેર ગામ તજી આવે લોક,[૧]
જેઓ ત્યાં ધરાવે બ્હોળા મ્હેલ ઉંચી મ્હેડિયો ;
તારી સલ્હાને પ્રતાપે, કોઇવાર બચી ગઇ
દુષ્ટ દીવાળાંને દ્વારે, ચઢી જતી મ્હેડિયો.

વિષે તેણે જે બેહદ જ્ઞાન મેળવ્યું હતું, તે પોતાના જીવને સુખ આપવામાટે નહિ, નહિ તો પોતાના હરીફોને ફજેત કરવાને; પણ તે જ્ઞાન સઘળાને ઉદારપણે અને સભ્યતાથી આપવા. એ કારણને લીધે મહારાણીના મોટામાં મોટા રાજ્યધારીથી તે તેણીના ગરીબમાં ગરીબ રૈયત તેને માન આપતા એટલુંજ નહિ, પણ દરેક વાતમાં તેની સલાહ લેતા. તે એટલાસુધી કે તેનું નામ આસ્તે આસ્તે આખા દેશને પ્રિય થઇ પડ્યું. ઇંગ્લંડમાં જેવી જગ્યા મોટા ડ્યુક આફ વેલિંગટને પોતાના ઘડપણમાં રાખી હતી, તેવીજ જગ્યા હિંદુસ્તાનમાં દાકતર વિલ્સને રાખી હતી.

આર્ચડિકન લીલિ.

* દાકતર વિલ્સન આખી સ્કાચ જાતની પ્રતિમા હતો, અને તેમાં તેની જાતના સૌથી મોટા માણસોના ગુણમાંના સૌથી સરસ ગુણ હતા. દરરોજ તેને ઘેર સઘળી જાતના માણસો તન અને મનની લાખો જાતની ગરજમાટે જતાં. તેમાં ભાગ્યે કોઇપણ ખાલી હાથે પાછાં ફર્યાં હોય. ઘણીક આંખો હવે તે ઘરતરફ બેહદ દલગીરી અને ટળવળથી ફરશે. તેની જીંદગી લાંબી, અતિ મેહેનતુ, બહાદુર અને પરોપકારી હતી, અને એ જીંદગીનાં પરિણામ ખરે ઉમરાવ નિવડ્યાંછે.

ફ્રેન્ડ આફ ઇનડિયા.

## સુધારાનો સાથી.

( કવિત )

સુધારાનો સાથી સાચો, નકી નેકીનો નગીનો,
દેશહિતકારી તોએ દેશીનો હિમાયતી ;*

* હું એને ઘણાં વરસ થયાં ઓળખુંછું. અને મારે કહેવું જોઇએકે જેમ જેમ મારી ઓળખ એની સાથે લંબાતી ગઈ, તેમ તેમ એને માટે હું જે માન ધરાવતો આવ્યોછું તેમાં વધારો થતો ગયોછે. ઉંચામાં ઉંચા વિચારવાળો ખ્રિસ્તિ પોતાના ધર્મના સબબ થી હિંદુસ્તાન અથવા ત્યાંનાં લોકોનો કંઇ ઓછો ચહાનાર નથી, અથવા જે મોટાં શેહેનશાતના હાથમાં હિંદુસ્તાન ઈશ્વરે સોંપ્યુંછે તે શેહેનશાતતરફ તેનું સ્વદેશાભિમાન કાંઇ ઘટી નથી જતું, એવું આ દેશના કેળવાયળા અને વિચારવંત દેશીઓને દેખાડવામાં જેટલો એ ફતેહ પામ્યો તેટલું કોઈ નહિ.

રાઇટ આનરબલ સર બારટલ ફ્રિયર.

* આ ઇલાકાના દેશીઓના શિક્ષક અને ભોમિયા દાખલ એણે જે બેહદ માન મેળવ્યું હતું, તેથી નિપજતા અગણિત ફાયદા આ બુઝોરગ પાદરીએ આપણી પાઠશાળાને અર્પણ કર્યા. માણસ જાતના આયુષની પૂર્ણતાને પોંહોંચી તે પોતાનાં ઇનામ અને આરામ મેળવવા ગયોછે. એના વિયોગથી આપણને જે દલગીરી ઉપજેછે તે અંતકરણનીછે, જોકે કદાચ તેમાં તેનેકારતાં આપણને આપણું વધારે લાગેછે. પણ ડેનમાર્કના શાહજાદાનો વારંવાર ઉતારેલો વિચાર એને લાગુ પડેછે તેમ કેહવામાં તમો સઘળા મને મળતા આવશો. "તે એવો માણસ હતો કે, તેને સઘળી રીતે જોતાં તેના જેવો આપણને ફરી મળશે નહિ."

આનરબલ જેમ્સ ગિબ્સ.

અરિ જારી વૈરનવોનો, વિધવાતણો સુમિત્ર,
દેખી તારો દ્વેશ નાસે, બાળહત્યા ને સતી :*
ગુણી તું ગુંજાર કરે ભરી દરબારમાંહી,
સુણી મીઠી વાણી, મૂનીઓએ જાય હેબતી ;
ડાપણુઉચ્ચાર અને નેત્ર પલકાર, જાણે,
આપે સુચિતાર તીવ્ર સર્સવતીની ગતી.

## રાજ્યદ્વારી.

( ભુજંગી )

વળી એનવેળા રૂડો રાજ્યદ્વારી,
ભલા હાકમોને દિયે શીખ સારી ;
સુણ્યે વેણુ તારાં બને વાત ધારી,
વધી કીર્તિ સૌની તું શિક્ષા સ્વિકારી.

---

* એનજેવા જીવડા દરેક ભંગ આશાના આધાર અને દરેક સહાસકર્મના કિલ્લા માફક છે.

રેવરંડ ગ્રાન.

૧ એક મોટે ટાંકણે—લાર્ડ મેઓને કતલ કર્યા તેને માટે દલગીરી દેખાડવા જે સભા ભરાઇ હતી તે વેળા—દાકતર વિલ્સને એક એવું ભાષાણ કર્યું હતું, કે જે મોટામાંમોટા રાજ્યદ્વારીને પણ શોભા આપે.

ગુજરાતમિત્ર.

## વાદવિવાદી.

વાદવિવાદે નરયો જાદૂગર, કરતો કાળાંનું ધોળું ;
મધુર વચનથી ઝટ અંજાએ સામે ઉભેલું ટોળું.
કો માનો પુત સામો આવે આણી અથંગ તકરારો,
અલ્પ વખતમાં નિશ્ચાં કરે કે અહિં નહિ ઉઘડે દી તારો.

## પ્રવાસી અને અસલ ચીજ પિછાનનાર.

( તોટક )

ભળતા વળિ તેં પરવાસ કરી,
ભળતી અસલી વસતૂ સંઘરી ;
પછિ તેં જિગન્યાસુ ચર્ણ ધરી,
અભિયાસથી તે મવિ છીર ભરી.

## ગ્રંથકર્તા, ત્રીકાળવેત્તા* અને ફીલસુફ.

( રોલા )

વળિ અથંગ લખનાર, મહા ફળવંતો મનનો ;
નખમાં સમ્યો હિસાબ, વિધવિધ સૃષ્ટિજનનો.
પ્રાચિન અરવાચીન, બેઉ સરખા તુજ મનશુ,
બેની સમ્મતિ લેઈ, ભવિષ્ય વરતાવી શકે તું.

---

* એવડા અનુભવ અને એવડી ઓળખાણવાળા માણસમાં ને ભવિષ્યવાદીમાં થોડોજ ફેર હોયછે.

મિસ મેરી કારપેન્ટર.

ત્રિકાળવેત્તા બન્યો, વળી બહોળા અનુભવથી,
ફિલસુફીમાં હઠી શકે, નહિ કો માનવથી.

---

## વિયોગવિલાપ.

પ્રભુ મમ દેજે રે વિસ્મૃતિ ;
નિકર મનપાપો મજ ધસી જાય,
મિત્ર વિયોગને રે શોકથી ;
હૃદય પછડઇ મુર્છાંગત થાય, પ્રભુ.

જ્હીલો હું વિરહથી રે વાલીના ;
લાડ લાડીના ખાવા ધાય ;
રૂપ નહિ ભાવે રે રૂપાળીના ;
ઇષ્ટ મિત્રો દારૂણ દેખાય, પ્રભુ.

સયનમાં સ્વપનાં રે સ્નેહીનાં,
જોઇ સય્યા જળમય ભીંગાય ;
લખલખાં વાગે રે ઠંડીનાં ;
અચાનક ચોંકીનેજ જગાય, પ્રભુ.

ઠરે નહિ મનડું રે ઉેરજ્યું ;
અરે કંઈ કરતાં કંઇજ કરાય ;
બનિ મોહઅંધું રે પતંગિયું,
વીરાની ઘોરઉપર ટંગાય, પ્રભુ.

સ્મૃતિ થઇ લાગી રે પિશાચણી ;
મન એ બેરણથી હુલકાય ;
ગતિસમ જોઇ રે દાસની,
અરે કાંઇ કરજે ઝટ ઉપાય, પ્રભુ.

---

## ગુણસ્મરણ.

(કવિત)

મિત્ર મ્હેરબાન ! ત્રણ વરસ પિછાનપેરે,
જ્ઞાન મધુપાન તું એ માનથી દીધાં મને ;
જુવાનીગુમાને અંધ જુવાન અનાથની તેં
સામું સનમાન કરી, ઢાંકી લક્ષ એબને :
એનની વેળાએ દિનરૈન રાખી એન મારી,
નેનની નીચો ને નીચો રાખી તાનસેનને ;
કોણ જાણે વાણી મારી, વણ તું વખાણવેણુ,
હણાઇ હણાઇ ધૂળ ચાખતે કયે ખુણે.

(કવિત)

ધન્ય તે દિવસવાર, ધન્ય સાંજનો સુમાર,
ધન્ય જે વેળા હું આવી ઉભો તારી સામને ;
વિચાર બજારમાંહિ વિહાર કરાવું વીરા,
યશઅશ્વઉપર બેસાડી તારાં કામને :

કલ્પના શૃંગાર સજી, તારા ઉપકાર ભજી,
દેવ અવતાર સમજાઉં ગામગામને;
વાચાએ વિદેહી થઇ, વખાણ વૈમાને ચઢી,
વાયુડા વેગે ઉડી, વધારૂં તારા નામને.

## સંકર વસે કૈલાસમાં.

( એ રાગ )

ભળતી ભજવી મેં તારી મિત્રતા ; હે મારા જોબનપ્રધાન રે ;
આયુષઅમલ મજ તુટી જતા, થયા તું'થી સમાધાન રે, ભળતી.

જોબનરાજા તો કાચા કાનનો ; રમે મંત્રી પેચદાવ રે ;
ભોળો ભુલ્યો તે મિથ્યા માનનો, ગળી જાય ભગળભાવ રે, ભળતી.

હૃદય કરમાવે અકસવાયુડો ; નહિ કોઇશું બનાવ રે;
રોઇ રોઇ શોધે શીતળ છાયડો, જ્યાં કંઈ સંભવે સંભાવ રે, ભળતી.

એવે મળિયો તું મુકુટમિત્રતા ; વીરે ભૂલવ્યાં માબાપ રે ;
પાઇ પાઇ પ્રીતિની પવિત્રતા, છાપી હૃદયે પ્રેમછાપ રે, ભળતી.

આવી મળું હમેશગીતારે, તોએ પાઠ ન ભૂલાય રે ;
સતત વસાડું હૃદયમંદીરે ; કાળ છોને વહી જાય રે, ભળતી.



# ધિ ઈંડિયન મ્યુઝ ઇન ઈંગલિશ ગાર્બ.

(ઈંગરેજી કવીતારૂપે.)

રચનાર

બેરામજી મેરવાનજી મલબારી.

## વિદ્વાનોના મતનો સાર:

### મરહુમ દાકતર જાન વિલ્સનતરફથી.

આસરે ત્રણ વરસની વાતઉપર મી૰ બેરામજી મેરવાનજી મલબારીસાથે ઓળખાણ કરવાથી મને ખુશી ઉપજી હતી; અને મને હાલ કહેતાં પરમસંતોષ થાયછે કે હું એને ઘણીજ ઉતકૃષ્ટ બુદ્ધિ અને ચાલચલણનો, તથા અસાધારણ વિદ્યાસંબંધી લક્ષણ ધરાવતો જુવાનિયો સમજુંછું. થોડાક વખતની વાતઉપર જ્યારે એણે એક ઉત્તમ ગુજરાતી કવિતાનો ગ્રંથ છપાવ્યો, ત્યારે એની કવિત્વશક્તિવિષે મેં ખાતરી કરી હતી. મી૰ મલબારીએ હાલ મને પોતાની ઇંગરેજી કવિતાના થોડાક નમુના વાંચવા આપ્યાછે. આ કવિતા ઉપરથી દેખાયછે કે આ બુદ્ધિમાન જુવાન કર્ત્તાને ઇંગરેજી ભાષાનું અસાધારણ રીતે બારીક જ્ઞાન છે, અને મને લાગેછે કે એ કવિતા એક જાતિબુદ્ધિમાન મગજ, કે જેને ઉંડા વિચાર કરવાની અને નવિન તેમજ સુયુક્ત ભાષા વાવરવાની ટેવ હોય, તેવા મગજની પેદાસ છે. મી૰ મલબારીની કવિતાવિષે હું મોટા ભરોસાસહિત યુરોપિયન તેમજ દેશી વાંચનારને ભલામણ કરૂંછું.

જાન વિલ્સન, ડી. ડી.

૨૩ મી અક્ટોબર ૧૮૭૫.

### નેકનામ સર કાવસજી જહાંગીરતરફથી.

વિદ્વાન અને સકલગુણી દાકતર વિલ્સન જેવા ગૃહસ્થે જેનાં વખાણ કર્યાંછે તેવી "ઇંડિયન મ્યુઝ" નામની ચોપડી એક દેશીએ કહાડી એ આખી દેશી કોમને ખુશી થવાની વાત છે. જો કે ઇંગરેજી ગદ્ય કેટલાક દેશીઓએ ફતેહમંદીથી લખ્યું છે, તોપણ ઇંગરેજી

કવિતા મારી યાદદાસ્તમાં કોઇ દેશીથી લખાઈ નથી. આ કારણ-સરજ આવાં પુસ્તકને પ્રજાએ પૂરતો આસરો આપવો જોઇએ.

કાવસજી જહાંગીર રેડીમની.

## પ્રોફેસર કર્કહેમતરફથી.

આપણા ગુજરાતી કવિ મી૰ બેહરામજી મેરવાનજી મલબારીની ઇંગરેજી કવિતાવિષે વિચાર આપવાને મને જણાવામાં આવ્યુંછે. એ કવિતાઉપરથી જણાયછે કે કર્ત્તામાં એક અસાધારણ સ્વતઃકલ્પના તથા કવિત્વભાવ છે; અને એને ઇંગરેજી કાવ્યરચના અતિ સ્તુતીપાત્ર રીતે વશ કરી છે. ઇંગરેજી જેવી પારકી ભાષામાં હિંદુસ્તાનનો દેશી કવિતા બનાવે તેને અલબત બેહદ મોટી મુસીબતો નડવી જોઇએ. આટલી આશાજનક કવિતા મને વારેવાર મળતી નથી. ભાષા અને પિંગળની અપૂર્ણતા જેમ જેમ અભ્યાસ ને માહવરો વધશે તેમ તેમ જતી રેહેશે; પણ જે નક્કર ગુણોછે—વિચારશીળતા અને કરૂણાભાવ—તેતો એવાજ રેહેશે, અને મને આશાછે કે મજબુત થતા જશે. હું ધારૂંછું કે મી૰ મલબારીને પોતાની કવિત્વબુદ્ધિ ખીલવવાને દરેક જાતનો આશરો ઘટેછે.

૧૫ મી જાનેવારી ૧૮૭૬. ટી. બી. કર્કહેમ.

## મી૰ માર્‌ટિન ઉડતરફથી.

મી૰ મલબારીની ઇંગરેજી કવિતાનું પુસ્તક વાંચવાથી મને વિચાર આવેછે કે એ ગ્રંથ કર્ત્તાની વયના પાંદડાં અને ફુળ વાળી મોસમનું છે—સદા નીભે એવાં ફળનો વખત હવે આવશે. એવી પ્રકૃતિના જવાનોને જે વાચન બહુ ગમે છે તે વાચનપાછળ કર્ત્તાએ ઘણું રટણ કર્યું છે. આ કવિતા બનાવવામાં એણે જે અનુભવ મેળવ્યોછે, તેની રચનામાં જે રશીલા શબ્દો વાવર્યાછે, ભાષાના વપરાસમાં જે સુલભતા બતલાવી છે, તે અને એની મેહેનતું અને અતિ આગ્રહક તાકાત; એ સઘળાં એના ભવિષ્યના વિદ્યાસંબંધી કામામાં એને ખુબ ઉપયોગી થઇ પડશે.

તા૰ ૧૩ મી ડીસેમ્બર ૧૮૭૬. ડબ્લ્યુ૰ એમ૰ ઉડ૰

## પ્રિનસિપાલ વર્ડઝવર્થતરફથી.

મારા વાહાલા સાહેબ,

તમારી ઇંગરેજી કવિતાની એક નકલ મને મોકળીછે તેને માટે તમારો મોટો ઉપકાર માનુંછું. આવતી નાતાલના દિવસો ઉપર જો તમો મુમ્બઇમાંજ હોશો તો તમારી ઓળખાણ કરવે મને સુખ થશે. એક પારકી ભાષાની કવિતા બનાવવામાં તમે જે ચતુરાઇ દેખાડીછે તે તમારી બુદ્ધિની મોટી સાબીતી છે; અને તમારી કવિતામાં જે જે વિચારો સમાવ્યાછે તે તમને ઘણા જશ આપનાર છે.

લા૦ તમારો શુભેચ્છક,

**વિલિયમ વર્ડઝવર્થ.**

## દાકતર કેવેનઘતરફથી.

પ્યારા સાહેબ,

તમારી ઇંગરેજી કવિતાનો સંગ્રહ જે મને મેહેરબાની કરી તમે મોકળ્યો તે મેં મોટી ખુશીથી વાંચ્યોછે. આમાંની કેટલીક કવિતા કરૂણારસથી ભરપૂરછે—'મારી પેહેલી દલગીરી' એ નામની સુંદર કવિતા એમાંથી એક છે. એક દેશીને હાથે લખેલી સમજી મને તમારી કવિતા અજાયબ જેવી લાગેછે. મને ભરોંસો છે કે તમારી ચોપડીને જે આસરો ઘટેછે તે મળશે.

હું છું, વહાલા સાહેબ,

તમારો શુભેચ્છક, મારીસ ડી. કેવેનઘ,

એલ. એલ. ડી., બેરિસ્તર-એટ-લા.

## આનરબલ જેમ્સ ગિબ્સ તરફથી

મારા વાહાલા સાહેબ,

તમારી "ઇંડિયન મ્યુઝ ઇન ઇંગ્લીશ ગાર્બ" અને બીજી ગુજરાતી કવિતાની બે નકલો મને ભેટ કરીછે તેને માટે હું તમારો

મોટો આભારી થયોછું. હું તમારી ઇંગરેજી કવિતા વાંચી ગયોછું, અને દેશી કર્ત્તાની કલમથી રચાયલી ઇંગરેજી કવિતા જે જે મારા વાંચવામાં આજ દીન સુધી આવીછે તેમાં તમારી શ્રેષ્ટ છે એમાટે તમને દિલોજાનથી મુબારકબાદી આપુછું.

તા૦ ૭ મી જાનેવારી ૧૮૭૧. માનજો મને,

તમારો અતિ આભારી

જેમ્સ ગિબ્સ.

## પ્રોફેસર વિલિયમ્ઝતરફથી.

મારા પ્યારા સાહેબ,

તમારી 'ઇંડિયન મ્યુઝ' અને 'નીતિવિનોદ' ની મેહેરબાની ભરેલી બક્ષીસને માટે તમારો ઘણો આભારી થયોછું. તમારૂં ઇંગરેજી પુસ્તક મને અવકાશ મળશે રસભર વાંચીશ. હાલતો એક જગ્યાથી બીજી જગ્યાપર ઘણી ઉતાવળે મુસાફરી કરવાને લીધે જે કામસર હું આવ્યોછું તે કામના સંબંધમાં નોંધ લેવા સિવાય બીજું કાંઈ મારેથી બનતું નથી. મને ગુજરાતી થોડુંકજ આવડેછે. પણ મને કશો શક નથી કે તમને જેઓએ માનપત્ર આપ્યાંછે તેઓએ તમારી પિછાન બરાબર કરીછે. તમારી ભાષા સુધારવામાં તમે જે શુભ દાખલો તમારા સ્વદેશીઓને આપ્યોછે તેને માટે તમને મોટી સાબાશી ઘટેછે એવું હું માનુંછું

તા૦ ૩ જી જુલાઇ ૧૮૭૧. માનજો મને,

તમારો શુભેચ્છક,

મોનિયર વિલિયમ્ઝ.

## દાક્તર હન્ટરતરફથી.

પ્યારા સાહેબ,

તમારી ઇંગરેજી કવિતાના પુસ્તકની ભેટ હું ઘણા ઘણા ઉપકાર સાથે કબુલ રાખવાને માગી લેઉંછું. કામના દબાણને લીધે ઉપર ટપેથી જોઇ જવા સિવાય મારેથી વધારે બન્યું નથી; પણ જે જે

મેં જોયુંછે તે ઉપરથી મને ભરોસો છે કે એ પુસ્તક બરાબર વાંચવે મને મોટી ખુશી ઉપજશે.

તા૰ ૧૦ મી એપરેલ ૧૮૭૭.

તમારો શુભેચ્છક,

જી. હન્ટર.

## આનરબલ એલ. એચ. બેલીતરફથી.

સાહેબ,

તમે આટલી મેહેરબાનીથી મને જે કવિતાનું પુસ્તક ભેટ કર્યું તેને માટે મેહેરબાની કરી મારો બહુ બહુ આભાર કબુલ રાખજો. ત્રણ અઠવાડીઆંપછી એ ગ્રંથ હું મારી સાથે વિલાયત લઇ જઇશ, અને એ કવિતા મારી મુસાફરીને દરમ્યાન વાંચીશ.

તા૰ ૭ મી જુલાઇ ૧૮૭૭.

માનજો મને,

તમારો શુભેચ્છક

એલ. એચ. બેલી.

## આનરબલ રેમંડ. વેસ્ટતરથી.

પ્યારા સાહેબ,

તમારા રચેલા ઇંગરેજી કવિતાના પુસ્તકની મને ભેટ કરી તે માટે તમારી મેહેરબાની મારે કબુલ રાખવી જોઇએ. એ પુસ્તક ઉપરથી જણાયછે કે તમને ઇંગરેજી ભાષાની કવિતા ઉપર જાતિ ભાવ ઘણો છે. અમારા કેટલાક મોટા સુવકતાના પુસ્તકોનો જો તમો બારીક અભ્યાસ કરતા રહેશો તો તમારી કવિતામાં વધારે તેજ અને લેહેજત આવશે. વળી એજ વખતે હું તમને ભલામણ કરૂંછું કે, આ દેશમાં કુદરત જે મુખ્ય દેખાવો દરશાવેછે તેનું તમારે નીકટ અવલોકન કરવું. આ પ્રમાણે તમારૂં મગજ જ્યારે કુદરતી ચિત્રોથી ભરાશે, ત્યારે તે સઘળાં ઉપર અને તેઓની સૂચના ઉપર તેમના કલ્પનાસૂચિત દેખાવોમાં મનન કરવાને તમને પૂર્ણ જોગવાઇ

મળશે. મને આશાછે કે મેં સૂચવી તેવી તાલીમથી તમારી જુવાનીના પ્રયત્નો જે આશા આપેછે તે પાર પડશે એટલુંજ નહિ પણ તેથી પણ વધારે સારાં ફળ નિપજશે.

હું છું,

તમારો શુભેચ્છક,

રેમંડ વેસ્ટ.

---

# નીતિવિનોદ.

રચનાર

બેરામજી મેરવાનજી મલબારી.

બીજી આવૃત્તિ.

## કેટલાક વિદ્વાનોનાં મતનો સાર.

**સ્વર્ગવાસી દાકતર જાન વિલસન** કહેછે કે—* * * મી. એ. મે. મ. ની ઉત્કૃષ્ટ ગુજરાતી કવિતાનું એક પુસ્તક તપાસી જોયા પછી, એ પુસ્તક જે ગૃહસ્થો ગુજરાતી ભાષામાં સુધારો થતો જોવાને ઇચ્છતા હોય તેઓના આશ્રયને માટે સૂચવવાની હું રજા લઉંછું. મને કેહેતાં બહુ હર્ષ થાયછે કે કર્ત્તાની કાવ્યરચના ઘણી ઉંચી જાતિની છે, અને પુસ્તકમાં સમાવેલા વિચારો દેખાડી આપેછે કે કર્ત્તા એક કવિની કલ્પના તથા તે કલ્પનાને રૂપ આપવાની શક્તિ ધરાવેછે.

**રેવરંડ જે. વિ. એસ. ટેલર** કહેછે કે,—થોડા માસઉપર મી૰ મલબારીએ પોતાનું એક કવિતાનું પુસ્તક મને બતાવ્યું હતું.* કર્ત્તા ગુજરાતી કવિતાના નિયમો સારી પેઠે સમજેછે, અને તે નિયમોને અજાયબ જેવા અનુસરણથી વળગી રહ્યોછે. બીજા ઘણાકોએ

ગુજરાતી કવિતા લખવાને યત્ન કર્યોછે, તેમાં એ વધારે પાર પડ્યો છે. એની ભાષા શુદ્ધ છે, અને એનું લખાણ સરળ અને કોમળ છે.
૧૬ મી ઓગસટ ૧૮૭૪.

**આનરબલ શેઠ સોરાબજી શાપુરજી બંગાલી** કહેછે કે * * મી૦ બે. મે. મ. નું હસ્તલિખિત પુસ્તક, જેમાં અનેક વિષયોઉપર ગુજરાતી કવિતામાં લખાણ કર્યુંછે, તેનો ઘણો ખરો ભાગ વાંચ્યા કેડે, મને કહેતાં કશો સંદેહ નથી કે ગુજરાતી ભાષામાં કર્તાનું જ્ઞાન ઘણું વખાણવા યોગ્યછે, જેવું પારસી લખનારમાં તો ભાગ્યેજ મળે. એ પુસ્તક સઘળી રીતે આશ્રયને યોગ્ય છે અને તેને પ્રસિદ્ધ થયેલુ જોઇ મને સંતોષ થશે.

**રાજશ્રી મનસુખરામ સુર્યરામ** કહેછે કે * * તમારી કવિતા કાવ્યનિયમના દોષ વિનાની છે. * * તમારા આરંભના પ્રયત્નો આશાજનક અને બીજા પારસી લખનારાના પ્રમાણમાં બહુજ શુદ્ધ અને ઉત્તેજન આપવા યોગ્યછે.

તા૦ ૧૧ મી ડીસેમ્બર ૧૮૭૩.

**રાજશ્રી રણછોડભાઇ ઉદયરામ** કહેછે કે * * તમારી કવિતા વાંચી મને ઘણો સંતોષ થયોછે —વધારે એટલા માટે કે પારસીને હાથે આવી કવિતાની મેં આશા રાખી ન હોતી * પણ તમારૂં લખાણ તો સરળ અને સ્વભાવિક થયેલુંછે. તમારા લખાણમાં અમારામાં ચાલતા કેટલાક સેહેલા પણ મીઠા શબ્દો વાપર્યાછે, તે ઉપરથી તમે ગુજરાતી ભાષાપછાડે કેટલું બધું શ્રમ કર્યું હશે તે તરતજ જણાઇ આવશે.

તા૦ ૨૫ મી ડીસેમ્બર ૧૮૭૩.

**કવિ શોવલાલ ધનેશ્વર** કહેછે કે * * તમારી ગુજરાતી ભાષાની આવી બહોળી પિછાન, પ્રાસાનુપ્રાસ આદિ શબ્દ રચનાની આવી ખુબી, અને પ્રેમયુક્ત સર્વાલંકારસાથે ગંભીર અને તીવ્ર કલ્પના કોઇ સુજ્ઞ હિંદુ કવિની કલમને યશ આપે. તમારી વય, અનુભવ અને બીજાં અન્ય સાધનો તરફ જોતાં આ ગ્રંથ સાનંદાશ્ચર્ય પમાડ્યા વિના રહેશે નહીં.
તા૦ ૩૧ મી અક્ટોબર ૧૮૭૩.

કવીશ્વર દલપતરામ કહેછે કે— * * ગુજરાતના કેટલાક લોક એવું ધારેછે કે પારસીઓ શુદ્ધ ગુજરાતી ભાષાની કવિતા કરવામાં પાર પડી શકે નહીં; પણ ઉપર લખેલું પુસ્તક જોતાં એવું જણાયછે કે જો તેઓ મહાવરો કરે તો તેમાં પણ પારપડી શકે ખરા * પારસી ગુજરાતી અને હિંદુ ગુજરાતી એવા જે બે ભેદ પડ્યા છે તે નિકળીજાય તો ગુજરાતી ભાષાના પુરાં નશીબ જાણવાં. ઉપલી ચોપડીવિષે જે વિદ્વાનોએ મત આપ્યાંછે તેને અમે પણ મળતા છીએ, અને આશા છે કે એને વધારે ઉત્તેજન મળશે.

તા૦ ૧ લી જુલાઇ ૧૮૭૫.

## દસ્તુર પેસોતનજી બેરામજી સંજાનાતરફથી.

પ્યારા સાહેબ,

તમારા 'નીતિવિનોદ' પુસ્તકની ભેટ ઉપકાર સહિત કબુલ રાખુછું. એમાંની જેટલી કવિતા મેં વાંચીછે તેની ચોકસ ખુબીઓનું લંબાણ બિયાન કરવું એ વગર ફાયદાનાં ટાહેલાં સરખું છે: પણ બાવીસ વરસના એક ગ્રંથકર્ત્તા એટલી બધી ભાષાની માહેતગારી અને કવિતાની ચતરાઇ મેળવે, કે જેથી તે સંખ્યાબંધ નિરાળી અને શુદ્ધ ગુજરાતી કવિતા બનાવી શકે એ ઘણુંજ સ્તુતિપાત્ર છે, અને મારા વિચારમાં એવું કદી બન્યું નથી.

તા૦ ૨૦ મી સપટેમ્બર ૧૮૭૬. તમારો શુભેચ્છ,

પેસોતન દસ્તુર બેરામજી સંજાના.

## આનરબ્લ ટી. સી. હોપતરફથી.

પ્યારા સાહેબ,

તમારા 'નીતિવિનોદ' ની ભેટને માટે અને એ બક્ષીસ સાથે તમે જે મારેમાટે મેહેરબાની ભરેલા વિચાર લખ્યાછે તેને માટે મારા બહુ બહુ ઉપકાર મેહેરબાની કરી કબુલ રાખજો. હું દલગીર છું કે ઘણાં રોકાણને લીધે એ પુસ્તકનો અભ્યાસ મારેથી થઇ શકયો નથી; પણ હું નિર્ભયપણે કહી શકું કે જે પણ માણસ પોતાના દેશની શુદ્ધ ભાષા

માં ઉમેરો કરે તે એક પ્રજાનો ભલું ઇચ્છનાર છે. તમારા સ્વદેશીઓની હાલત સુધારવા પાછળ તમારા પ્રયત્નોમાં તમને સઘળી ફતેહ ઇચ્છી,

હું છું,

તમારો શુભેચ્છક,

ટી. સી. હોપ.

## વર્તમાનપત્રોના મતનો સાર.

પારસીઓમાં કવિતા બનાવનારો ખરો કવિ આજસુધી કોઇ થયો નથી, માટે એ માન મી० બેરામજી મેરવાનજી મલબારીએ પોતાના "નીતિવિનોદ" નામના કવિતાના ગ્રંથથી મેળવ્યું છે. * * * * * * સુદ્ધ અને સરસ કવિતામાં ફતેહ પામવાનું માન મી० બેરામજીને છે, અને તેથી દાકતર વિલ્સન, રેવરંડ ટેલર, મી० સોરાબજી શાપુરજી બંગાલી, મી० રણછોડભાઇ ઉદયરામ અને મી० મનસુખરામ સુરજરામ સરખા જે વિદ્વાનોના મુબારકબાદી ભરેલા વિચારો એ પુસ્તકની સેવટે ટાંકી બતાવ્યાછે, તેમને મળતા થઇ આ જવાન પારસીને જાહેર લખનારની અમારી સંફમાં મોટી ખુશીથી મુબારકબાદી આપીએ છીયે. * * શુદ્ધ ગુજરાતીમાં આ ઉધરતા પારસી કવિએ કલમ ચલાવીછે, જેમા પીંગલના કાયદા પ્રમાણે તરેહવાર પરચુરણ વીશયો ઉપર નાહાની પણ સુંદર અને રસીક કવિતાઓનો આ ૨૧૫ સફાનો ગ્રંથ પારસીઓમાં પેહલવેહેલોજ બાહાર પડયોછે.—

તા० ૩૧ મી મે ૧૮૭૫. રાસ્ત ગોફતાર.

"નીતિવિનોદ" ના બનાવનાર મી० બેરાંમજી મલબારીએ પોતાની કવિતાના એ ગ્રંથની બીજી આવરતી બાહેર પાડી છે. પારસીઓમા કવીનું નામ ધારણ કરી પ્રજાને ઠગનારાઓ એકથી વધારે હશે, પણ કાવીઅ શાસ્ત્રમાં ખરી જશ અને ફતેહ પારસી લખે પેહેલીજવાર મી० બેરામજીને મલીછે. ગુજરાતી ભાષા પારસી શું કે હીંદુ શું સરવેને માટે એકજ છે; પણ પારસી લખનારઓએ એક અસુદ્ધ ગુજરાતીને પારસી ગુજરાતીનું એક ખોટુ નામ આપીને ચલાવવાની કોશેશ કીધીછે. તે કોશેશને ફતેહમંદીથી તોડવા અને શુધ ગુજરાતી ભાષામાં પીંગલને કાયદે કવિતાઓ બનાવવાનું પેહેલું માન આ ઉધરતા જવાને મેળવ્યું છે. * *

તા૦ ૧૪ મી મે ૧૮૭૬. શરત ગોફતાર.

મી૦ મલબારીએ ઘણી ઘણી જાતના છંદો વાપર્યાછે, અને દરેક માં તે ફતેહમંદ થયોછે. જે જે વિષયો ઉપર લખાણ ચલાવ્યું છે તે સઘળા ઉપયોગી છે. તેઓમાંથી નિકળતો ભાવાર્થ ઘણો ખરો સારો છે. સાધારણ વિચાર પણ જ્યારે મધુરી કવિતામાં મૂકવામાં આવેછે ત્યારે સુંદર લાગેછે. આખાં પુસ્તકમાં એક પાનું પણ એવું નથી કે જેમાં ઘણીજ સરસ અને યશદાયક લીટી નહિ હોય. કવિતા નું બંધાણ તો હમે કહ્યું છે તેમ સંપૂર્ણ છે.

૩૦ મી મે ૧૮૭૫. ગુજરાત મિત્ર.

અમે જોવાને ખુશી છીએ કે કર્ત્તા એક પારસી હોવાછતાં તે શુદ્ધ ગુજરાતીમાં એવું સરલ અને સ્વભાવિક લખાણ કરવાને ફતેહ પામ્યોછે. જ્યારે હાલના કેટલાક હિંદુ લખનારાઓ ગુજરાતીમાં વગરકારણે લાંબા લાંબા સંસ્કૃત શબ્દો ઘુમાડી ભાષાને જેમ બને તેમ કઠોર બનાવેછે, ત્યારે એક પારસી ગ્રંથકર્ત્તા નાના નાના મિઠા શબ્દથી લખાણ કરે એ સ્તુતિપાત્ર છે. * અનુપ્રાસપર વધારે ધ્યાન આપવાથી લખાણ ચમકવાળું બન્યુંછે. જુદા જુદા છંદો તેમની જોડણીમાં સંપૂર્ણ હોય એમ લાગેછે, તથા ઘણી ખરી લીટીઓ સરલ કે થડકતી બનીછે. થોડાક ભાગ ખરેખર ઉત્તમ પ્રકારના છે. થોડાક વિષય ઘણાજ અસરકારક લખાયાછે, અને કોઈ કવિતામાં તો એક ચીતારાની શક્તિ જણાયછે.

વિદ્યા મિત્ર.

ગુજરાતી ભાષામાં શુદ્ધ અને મનને ઉંચું કરે એવાં પુસ્તકની મોટી અછત તરફ જોતાં, ગુજરાતી કવિતાના આ સુંદર પુસ્તકને રૂડે માર્ગે ચલાવેલા એક સ્તુતિપાત્ર યત્ન સમજવો જોઈએ. યૂરપ ખંડના ઘણાજ પસંદ પડતા વિદ્વાનોના પુસ્તકમાં જે પ્રૌઢ વિચાર-શીલતા તા૦ કરૂણા આવેછે તેમાંનું કંઇક આ દેશના લોકના મનમાં પેદા કરવું એ કામ આ કાબેલ જુવાન ગ્રંથકર્ત્તાએ આ ચોપડીમાં માથે લીધુંછે. * એક પારસી વિદ્યાર્થીએ બનાવેલો છે એ જોતાં, એ ગ્રંથ કર્ત્તાને ગુજરાતી ભાષામાં તાજુબ કરે એટલી પ્રવિણતા છે, એમ બતલાવી આપેછે.*

તા૦ ૨૨ મી મે ૧૮૭૬. ટાઇમ્સ આફ ઇંડિયા

મી૦ બેરામજી મેરવાનજી મલબારીની બનાવેલી 'નીતિવિનોદ' નામની ઉતકૃષ્ટ ગુજરાતી કવિતાની ચોપડીની બીજી આવૃત્તિ બહાર પડી ચૂકીછે. શુદ્ધ હિંદુ ગુજરાતીમાં કર્ત્તાને કેટલી અજાયબ જેવી પ્રવિણતાછે તે આ કવિતાઓ ઘણી અછછી રીતે દેખાડી આપેછે. પણ આટલામાંજ એ કવિતાનાં વખાણ પૂરાં થતાં નથી. એ કવિતાઓ કર્ત્તાની મોટી સ્વતઃકલ્પના દેખાડેછે, અને પ્રૌઢ નીતિમાન શિખામણ આપેછે, જે વાત કર્ત્તાના મગજ તેમજ દિલ બંનેને માન આપતી છે. જે જાતનો અભ્યાસ મી૦ મલબારીએ માડયોછે તેમાં તેની ફતેહ જોઇ આપણને સાનંદાશ્ચર્ય ઉપજયા વગર રેહેતો નથી.

તા૦ ૨૩ મી મે ૧૮૭૬. ટાઈમ્સ આફ ઇંડિયા.

નીતિવિનોદ સાનંદાશ્ચર્ય ઉપજાવનારૂં પુસ્તક છે. આ પુસ્તકમાં જેવું ગુજરાતી લખાયુંછે તેવું લખાણ કરવાને મુઠીભર પારસીયો પણ શોધી કાડવા મુશ્કેલ પડશે. બાર બાર સદીસુધી ફોકટ ફાંફાં મારી જે ભાષા શિખવાને તેમને કુદરતે શક્તિ નથી આપી, કાંતો તેઓ આળસુ રહ્યા છે, તેવી ભાષામાં પણ આવી પ્રવિણતા મેળવી શકાય; અને ફકત અભ્યાસ અને આગ્રહથી શું રૂડાં પરિણામ નિપજે, તેના દાખલાતરીકે હમો નીતિવિનોદ પુસ્તક શિક્ષકો અને સઘળી પ્રજાની હજુર નિરભયપણે મૂકિયે છિએ, તેમજ એ પુસ્તક વિદ્યાર્થીઓને તેમજ કુટુંબોને ભલામણ કરિયે છિયે.

૧૨ મી જુન ૧૮૭૫. ઇંડિયન સ્ટેટસમન.

મી૦ બેરામજી મેરવાનજી મલબારીએ થોડુંકની વાત ઉપર એક સુંદર ગુજરાતી કવિતાનું પુસ્તક છપાવી બહાર પાડ્યું છે. હમે સાંભળ્યુંછે કે કર્ત્તા પોતાના દેશની ભાષામાં એક વિદ્વાન અને રસીક, જુવાન ગ્રંથકાર છે. એ કવિતાઓ ત્રણ ભાગમાં વેહેંચીછે ઉપદેશરૂપી, કરૂણારૂપી અને વિનોદરૂપી; અને એ દરેક જાતની કવિતામાં કર્ત્તા પ્રવિણ છે. કવિતાની યુક્તિ અને બનાવટ તદન નવી જાતનાં તથા સ્વતંઃકલ્પિત છે. એ પુસ્તકમાં એક ચિજ ધ્યાનમાં રાખવા જોગ છે, અને તે એ કે આ જુવાન કવિએ દેશી કર્ત્તાઓના પુસ્તકમાં અવલોકન શક્તિ જે ઘણી જુજ જોવામાં આવેછે, તે પોતામાં પુશકલ બતાવી આપીછે.

તા૦ ૧ લી માર્ચ ૧૮૭૬. બામ્બે ગેઝેટ.